# શારંગધર સંહિતા વૈધક.

## ત્રીજો ખંડ.

---

કી૦ સવા રૂપિઆ.

श्री

# शार्ङ्गधर संहिता वैद्यक.

મહાવિખ્યાત શારંગધરાચાર્ય રૂષિએ વખાણવા લાયક
સંસ્કૃત શ્લોકોથી ત્રણ ખંડમાં વૈદ્યકનો
ગ્રંથ રચેલો છે; તે મધ્યેના.

## ત્રિજા ખંડનું ગુજરાતી ભાષાંતર.

આવૃત્તિ બીજી



છપાવનાર અને વેચનાર.

મુંબઈ કાળકાદેવીને રસ્તે રામવાડી પાશે.

ઈશ્વરદાસ લાયબ્રરીવાળા.

[illegible]ઈટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૯૫.

કીંમત ૧-૪-૦

# ત્રીજા ખંડની અનુક્રમણિકા.

**પ્રથમ અધ્યાય.**

---

## ચોથો અધ્યાય.

## પાંચમો અધ્યાય.

## છઠ્ઠો આધ્યાય.

## સાતમો અધ્યાય.



## આઠમો અધ્યાય

## નવમો અધ્યાય.

---

## બારમો અધ્યાય.

---

## અથ તેરમો અધ્યાય પારંભ.

# સારંગધર સંહિતા.

## દોહરા.

આરંભ થકી અંત લગિ, જો આ ગ્રંથ ભણાય ;
વિવિધ વ્યાધિ ઔષધતણો, અનુભવ ઉત્તમ થાય. ૧
વૈદક શાસ્ત્રતણો અતિ, છે પ્રાચિન આ ગ્રંથ ;
શિખતાં સ્નેહે સૂઝશે, પરમ સુખનો પંથ. ૨
અવર જંતુ નિજ રોગનાં, ઔષધ શોધી સાર ;
નિજ તન રોગ રહિત કરે, એ ચાતુર્ય અપાર. ૩
પણ માનવિ નિજ વ્યાધીનું, ઔષધ લહે ન લેશ ;
વણસાડે વપુ તે થકી, કોપે શ્રી પરમેશ. ૪
(માટે) સહુ સજ્જનને કારણે, કર્યો ગ્રંથ તૈયાર ;
વાંચી વિગતેથી પછી, શોધો તનસુખ સાર. ૫

श्री

## अथ उत्तरखंड प्रारंभः

---

## અથ ત્રીજો ખંડ પ્રારંભ.

### (સ્નેહપાનવિધિ.)

स्नेहश्चतुर्विधः प्रोक्तो घृतं तैलं वसा तथा । मज्जा च तं पिबे-न्मर्त्यः किंचिदभ्युदिते रवौ ॥ १ ॥

સ્નેહ પદાર્થ ચાર પ્રકારે થાય; તેમાં ઘી, તેલ, ચરબી, હાડકાનું તેલ છે; માંસ સ્નેહથી આઠ ગુણ ઘીમાં વધારે છે. માંસની ચરબીને ગરમ કરેથી તેનું તેલ નિકળે, તથી તેનો ગુણ તેલ જેવો થાય છે, તે સ્નેહ રોગીએ પીવું હોય તો, પરોઢીયે સૂરજ ઉગવાની અગાઉ પીવું.

### (સ્નેહ પદાર્થમાં સ્થાવર જંગમ બે ભેદ.)

स्थावरं जंगमं चैव द्वियोनिः स्नेह उच्यते । तिलतैलं स्थावरेषु जंगमेषु घृतं वरम् ॥ २ ॥

સ્થાવર એટલે સ્થિર કે ન ચાલતું; જંગમ એટલે ચાલતું એવી રીતે બે ભેદ છે. સ્થાવર પદાર્થોના સ્નેહ અનેક જાતનાં તેલ છે, તે આખા શરીરના બાલે બાલ પસરેછે; તેમાં તલનું તેલ શ્રેષ્ઠ જાણવું. જંગમ પદાર્થોમાં ઘી ઇત્યાદિક છે, તેમાં ઘી શ્રેષ્ઠ છે. એવી રીતે બે ભેદ જુદા જાણવા.

### (સ્નેહો, એકઠા કરેથી તેનાં નામ.)

द्वाभ्यां त्रिभिश्चतुर्भिस्तैर्यमकस्त्रिवृतो महान् ।

ઘી અને તેલ બેઉ એકઠાં કરેથી તેને યમક કહેછે. ઘી તેલ, ચરબી એકઠાં થવાથી, તેને ત્રિવૃત કહે છે. ઘી, તેલ, ચરબી, હાડકાનું તેલ; ચારે એકઠા થવાથી તેને મહાન કહેછે. એવી રીતે ત્રણ નામોના ભેદ છે.

## (સ્નેહ પીવાનો નિયમ.)

पिबेत् त्र्यहं चतुरहं पंचाहं षडहं तथा ॥ ३ ॥

રોગ દૂર થવાને ઘીની માત્રા ત્રણ દિવસ પીવી; તેલ ચાર દિવસ; ચરબીનું સ્નેહ પાંચ દિવસ; હાડકાનું તેલ છ દિવસ સુધી પીવું.

## (સ્નેહ, પીધાથી કેટલા દિવસે ખોરાક કે હારસરખો થાયછે.)

सप्तरात्रात् परं स्नेहः सात्मीभवति सेवितः ।

હરએક રોગ ઉપર સાત દિવસ ઉપરાંત ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીધાથી આહાર કે ખોરાક બરાબર ગણાય, પછી તેનો ગુણ અવગુણ કંઇપણ ન જણાય.

## (સ્નેહોની માત્રા.)

दोषकालाग्निवयसां बलं दृष्ट्वा प्रयोजयेत् ॥ ४ ॥ हीनां च मध्यमां ज्येष्ठां मात्रां स्नेहस्य बुद्धिमान् ।

વાયુ ઇત્યાદિક રોગો, કાળ, અગ્નિ, ઉમ્મર, વેળા, સર્વેનું બળ ઇત્યાદિક જોઇ; ઘી તેલ, ઇત્યાદિક પીવાને હીનમાત્રા, એટલે બે તોલા; તેને અલ્પા કહેછે. મધ્યમ એટલે ત્રણ તોલા; જ્યેષ્ઠ એટલે ચાર તોલા; તેમાંથી રોગીની શકિત અને ઉપલો વિચાર જોઇ લખેલા વજને પીવું.

## (સ્નેહોનું વજન છોડી પીધાથી નવા રોગો થાયછે.)

अमात्रया तथा काले मिथ्याऽहारविहारतः ॥ ५ ॥ स्नेहः करोति शोफार्शस्तंद्रानिद्राविसांज्ञिताः ।

ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીવાનું વજન ઉપર કહેલું છે. તે છતાં ઓછું અથવા વધારે પીવાનો વખત છોડી કાલતુ વખતે પીવાથી; મિથ્યાહાર એટલે ક વખતે પીવાથી; કે પોતાની પ્રકૃતિને જે પદાર્થ ભાવતા નથી તે પદાર્થ પીધાથી; દેશ રૂત વિરૂદ્ધ પદાર્થ, વેળા વિરૂદ્ધ પદાર્થ; સંયોગ કે મેળવણીમાં વિરૂદ્ધ પદાર્થ; તેને મિથ્યાહાર કહેછે. સ્નેહ પદાર્થને ઉલટી રીતે પીવાથી; સોજો, શૂળ, હર્ષ, કોઠાની મંદાગ્નિ ઇત્યાદિક રોગ થાય; આંખો ઉપર ઝાંપ પડી અતિશે નિદ્રા આવે; અને મતિભ્રમ થાય.

(સ્નેહ પદાર્થની માત્રા કેટલી આપવી તેનો નિયમ.)

देया दीप्ताग्नये मात्रा स्नेहस्य पलसंमिता ॥ ६ ॥ मध्यमाय त्रिकर्षा स्याज्जघन्या यद्विकार्षिकी ।

જે માણસના કોઠાની અગ્નિ પ્રદીપ્ત છે, તેને ઘી તેલ ઇત્યાદિક સ્નેહ ચાર તોલા દરેક વખતે આપવી; જેના કોઠાની અગ્નિ મધ્યમ હોય તેને ત્રણ તોલા આપવી; જેની મંદ અગ્નિ હોય તેને બે તોલા સુધી માત્રા આપવી.

(સ્નેહોની માત્રાનાં ત્રણ પ્રકારે નામ થાયછે.)

अथवा स्नेहमात्राः स्युस्तिस्रोन्याः सर्वसंमताः ॥ ७ ॥ अहोरात्रेण महती जीर्यत्याह्नि तु मध्यमा । जीर्यत्यल्पा दिनार्धेन सा विज्ञेया सुखावहा ॥ ८ ॥

સર્વે ઋષિઓએ કબુલ રાખેલું છે. કે ઘી ઇત્યાદિક સ્નેહ પીવાની માત્રા ત્રણ પ્રકારે થાય છે; તેની વિગત નીચે લખેલી છે. જે માત્રા ચોવીસ કલાકે પાચન થાય છે, તેને મહતી કહેછે; તેનું વજન ચાર તોલા જાણવું. જે માત્રા બાર કલાકે પાચન થાયછે, તેને મધ્યમા કહેછે; તે ત્રણ તોલાની જાણવી. જે માત્રા છ કલાકે પાચન થાયછે, તેને અલ્પા કહેછે; તે બે તોલાની જાણવી.

(અલ્પાદિ માત્રાનો ગુણ.)

अल्पा स्याद्दीपनी वृष्या स्वल्पदोषेषु पूजिता । मध्यमा स्नेहनी ज्ञेया बृंहणी भ्रमहारिणी ॥ ९ ॥ ज्येष्ठा कुष्ठाविषोन्मादग्रहापस्मारनाशिनी ।

ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીવામાં બે તોલા વજનની અલ્પ માત્રાથી કોઠાની જઠરાગ્નિ ઉઘડી, સ્ત્રીસંગ વિષે ઇચ્છા થાય; અને વાતાદિક રોગોનો અલ્પ કે થોડો કોપ હોય તો દૂર થાય. ત્રણ તોલાની મધ્યમ માત્રા છે. તેથી શરીરને પુષ્ટ કરી, ધાતુની વૃદ્ધિ કરે અને ભ્રમણતાને દૂર કરે. ચાર તોલાની જ્યેષ્ઠ માત્રા છે, તેથી શરીર સડો કે કુષ્ઠ રોગ, પેટના રોગ, ઝેરી વસ્તુ ખાધાનો વિષદોષ, ઉન્માદ રોગ, ભૂતાદિ ગ્રહ રોગ, ફેફરાનો અપસ્માર રોગ દૂર થાય.

(રોગોને માટે સ્નેહ સાથે અનુપાન.)

केवलं पैत्तिके सर्पिर्वातिके लवणान्वितम् ॥ १० ॥ देयं बहुकफे वापि व्योषक्षारसमन्वितम् ।

પિત્તનો કોપ હોયતો, એકલું ઘી પીવું, વાયુનો કોપ હોયતો, ઘીમાં સિંધાલૂણ મેળવીને પીવું; કફનો અતિશે કોપ હોયતો, ઘીમાં વ્યોષ એટલે સુંઠ, મરી, પિપરનું ચૂર્ણ અથવા જવખાર મેળવીને આપવું.

(કેટલા રોગીને ઘી સ્નેહ આપવાથી ફાયદો થાય.)

रुक्षक्षतविषार्तानां वातपित्तविकारिणाम् ॥ ११ ॥ हीनमेधास्मृतीनांच सर्पिः पानं प्रशस्यते ।

શરીરે નિશતેજ કે રૂક્ષ, ઉરઃક્ષતરોગી, વિષદોષ; ઇત્યાદિક રોગથી જેનું શરીર પીડાતું હોય અથવા જે માણસને વાયુપિત્તનો વિકાર હોય; જેની ધારણરૂપ તથા સ્મરણરૂપ બુદ્ધિ ક્ષીણ થઇ હોય; એટલા રોગીને ઘીનું સ્નેહ ઉપર લખેલા વજને આપવું.

(કેટલા રોગીને તેલ સ્નેહ આપવાથી ફાયદો થાય.)

कृमिकोष्ठानिलाविष्टाः प्रवृद्धकफमेदसः ॥ १२ ॥ पिबेयुस्तैलसात्म्याय तैलं दीप्ताग्नयस्तु ये ।

પેટમાં કર્મના જીવડા કે જંતવિકાર જેને હોય; વાયુ કોપેથી જેનું શરીર વ્યાપેલું હોય; કફ જેનો પ્રવૃદ્ધ થઇ કે બગડી મેદ થયેલો હોય; એવા માણસે તેલ પીવું, પણ તેલ સ્નેહ જેને ભાવતું હોય તેણે, અને જેના કોઠાની અગ્નિ પ્રદીપ્ત હોય તેણેજ પીવું.

(કેટલાક રોગીને માંસ સ્નેહ આપવાથી ફાયદો થાય.)

व्यायामकर्षिताः शुष्करेतोरक्ता महारुजः ॥ १३ ॥ महाग्निमारुतप्राणा वसायोग्या नराः स्मृताः ।

મલ્લયુદ્ધ, કુસ્તી, તીરકાંમઠા એજ ઇત્યાદિ અતિશે મેહેનતથી શરીરે રોગ થયો હોય તેને, જેનું શરીર અતિશે ક્ષીણ કે ઘસાઇ ગયેલું હોય તેને; જેના શરીરમાં ધાતુ અને લોહી અતિશે વધીને તેથી વેદના થતી હોય તેને; જેના કોઠાની અગ્નિ પ્રદીપ્ત હોય; શરીરમાં વાયુ જેમ ફરવો

જોઇએ તેવી રીતે બળવાન વાયુ ફરતો હોય તો, કોઠાની અગ્નિને સામેલ થઇ, અન્નાદિક ખોરાકનું પાચન કરેછે; કોઠાની અગ્નિને તે વાયુ, શક્તિ આપનાર છે; માટે જેવી રીતે જોઇએ તેવી રીતે શરીરને મદત કરતો હોય તો, તેવા રોગીને માંસનો સ્નેહ ફાયદો કરેછે.

(કેટલા રોગીને હાડકાનું તેલ આપવાથી ફાયદો થાય.)

क्रूराशयाः क्लेशसहा वातार्ता दीप्तवन्हयः ॥ १४ ॥ मज्जानं च पिबेयुस्ते सर्पिर्वा सर्वतोहितम् ।

જેનો કોઠો દુષ્ટ થયેલો હોય; દુઃખ સેહનારો માણસ, વાયુરોગથી પીડાતો માણસ, જેના કોઠાની અગ્નિ પ્રદીપ્ત હોય. તેવા રોગીએ હાડકાનું તેલ અથવા ઘી સ્નેહ પીવું; તેથી શરીરના રોગને ફાયદો થાય.

(સ્નેહ પીવાનો વખત.)

शीतकाले दिवा स्नेहमुष्णकाले पिबेन्निशि ॥ १५ ॥ वातपित्ताधिके रात्रौ वातश्लेष्माधिके दिवा ।

શીયાળાની ઋતુમાં અથવા શીતળતામાં ઘી, તેલ ઇત્યાદિક સ્નેહ દિવસે પીવું; ઉનાળામાં અથવા ગરમીના વખતે તથા વાયુ અને પિત્તકોપનું બળ અતિશે હોય તેણે રાત્રે પીવું. કફ વાયુનો કોપ બળવાન હોયતો દિવસે પીવું.

(સ્નેહો મુકવાનાં સ્થાનો.)

नास्याभ्यंजनगंडूषमूर्धकर्णाक्षितर्पणे ॥ १६ ॥ तैलं घृतं वा युंजीत दृष्ट्वा दोषबलाबलम् ।

નાકમાં મુકવાનું સ્થાન, શરીરે મર્દન કરવાનું, કોગળા કરવાનું, મસ્તકે ઘસવાનું, કાનમાં મુકવાનું, આંખની તૃપ્તિ કરવાને અંજન કરવાનું સ્થાન; એટલા સ્થાને વાયુ ઇત્યાદિક રોગનો કોપ અને તેનું બળ જોઇ ઉપલા સ્થાને તેલ અથવા ઘી નાંખવા કે મુકવાનો નેમ રાખવો.

(સ્નેહનો ઉપયોગ કીધા પછી જુદા જુદા અનુપાનો.)

घृते कोष्णजलं पेयं तैले यूषः प्रशस्यते ॥ १७ ॥ बसामज्जोः पिबेन्मंडमनुपानं सुखावहम ।

ઘી, ઇત્યાદિક સ્નેહ પીધાપછી, તેઉપર હુંફાયલું કે ગરમ પાણી પીવું; તેલાદિક સ્નેહ પીધા પછી, તેઉપર અનાજની કાંજી પીવી; માંસ સ્નેહ અથવા હાડકાનું તેલ પીધા પછી, બાફેલ ચોખાનું પાણી કે ઓશામણ પીવું. એવી રીતે અનુપાન કરેથી રોગીને ફાયદો થાય.

(બાફેલા ચોખા કે ભાત સાથે ઘી તેલ ઈત્યાદિક સ્નેહ ખાવાનો નિયમ.)

स्नेहद्विषः शिशून् वृद्धान् सुकुमारान्कृशानपि ॥ १८ ॥ तृष्णा तुरानुष्णकाले सह भक्तेन पाययेत् ।

ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીવાને જે માણસને અભાવ હોય, બાળક, વૃદ્ધ, નાજુક માણસ, તૃષા કે પિયાસથી પીડાતો માણસ; તેવા રોગીને બપોરે ઉષ્ણ વખતે બાફેલા ચોખા કે ભાતની સાથે; ઘી તેલ ઇત્યાદિક સ્નેહ ઉપર લખેલા વજને મેળવી ખવાડવું.

(લાપશી ખાધાથી સ્નેહ જેવો ફાયદો થાયછે તે.)

सर्पिष्मती बहुतिला यवागूः स्वल्पतंदुला ॥१९॥ सुखोष्णा सेव्यमाना तु सद्यः स्नेहनकारिणी ।

તલ, ચોખા કુટીને, ઘી, અને પાણીમાં બાફી તેની લાપશી કરવી; તેને યવાગૂ કહેછે. તે ઉફ ભરેલા ખાધાથી તૂર્ત તેની ધાતુ બંધાય છે.

(ધારોષ્ણ દુધમાંથી તૂર્ત ધાતુ ઉત્પન્ન થાયછે.)

शर्कराचूर्णसंभृष्टे दोहनस्थे घृते तु गाम् ॥ २० ॥ दुग्ध्वा क्षीरं पिबेदुष्णं सद्यः स्नेहनमुच्यते ।

ખડીશાકરનું ચૂર્ણ ઘીમાં નાખી, થોડુંક ગરમ કરીને દુધ દોહવાના વાસણમાં નાખવું; પછી તે વાસણમાં ગાયનું દુધ દોહી, તેજ વખતે ગરમાગરમ પીવું. તેથી તેજ વખતે શરીરમાં ધાતુ ઉત્પન્ન થાય છે.

(સ્નેહ પદાર્થ નહી જરવાથી અજીર્ણ વિકાર.)

मिथ्याचाराद्बहुत्वाद्वा यस्य स्नेहो न जीर्यति ॥ २१ ॥ विष्टभ्य वापि जीर्येत वारिणोष्णेन वामयेत् ।

ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીધા પછી, વ્યાયામાદિક એટલે મેહેનત ન થવાથી, તથા કફકર્તા પદાર્થ ખાવામાં આવેથી, પીધેલો સ્નેહ જરે નહિ તો, અતિશે પીવામાં આવેથી જરે નહિ તો, મળમૂત્રના અટકાવેથી જરેલું ન હોય તો; તેવા માણસને ગરમ પાણી અતિશે પીવડાવી ઉલટી કરાવવી. તેથી અજીર્ણનો વિકાર દૂર થાય.

(સ્નેહાદિકથી બીજી રીતે અજીર્ણનો વિકાર.)

स्नेहस्याजीर्णशंकायां पिबेदुष्णोदकं नरः ॥ २२ ॥ तेनोद्गारो भवेच्छुद्धो भक्तं प्रति रुचिस्तथा ।

ઘી તેલ ઇત્યાદિ સ્નેહ પીધાથી અજીર્ણ થયું તો, તેઉપર ગરમ પાણી અતિશે પાવું. તેથી કરીને શુદ્ધ સારો ઓડકાર આવી અન્નાદિક ખોરાક ખાવાની ઇચ્છા થાયતો અજીર્ણ દૂર થયેલું જાણવું.

(સ્નેહ પીધાથી પિત્તનો કોપ થઈ, તૃષા વધેથી ઉપાય.)

स्नेहेन पैत्तिकस्याग्निर्यदा तीक्ष्णतरीकृतः ॥ २३ ॥ तदाऽस्योदीरयेत्तृष्णां विषमां तस्य पाययेत् । शीतं जलं वामयेच्च पिपासा तेन शाम्यति ॥ २४ ॥

જે માણસની પ્રથમ પિત્ત પ્રકૃતિ હોય, તેવા માણસે ઘી તેલ ઇત્યાદિક સ્નેહ પીધાથી, તેના કોઠાની અગ્નિ તીક્ષ્ણ થઇ પિત્તનો કોપ થાય, પાણીનો શોષ કે તૃષા અતિશે વધે, તેનું શમન કરવાને શીતળ કે ઠંડુ પાણી અતિશે પાવું, અને ઉલટી કરાવવી.

(જે માણસને સ્નેહ પીવાથી ફાયદો ન થાય તે.)

अजीर्णी वर्जयेत्स्नेहमुदरी तरुणज्वरी । दुर्बलो रोचकी स्थूलो मूर्छार्तो मदपीडितः॥ २५ ॥ दत्तबस्तिर्विरक्तश्च वांतितृष्णासमान्वितः। अकालप्रसवा नारी दुर्दिने च विवर्जयेत् ॥ २६ ॥

અજીર્ણના રોગને, પેટનો રોગ, જુવાન માણસને, જેને તાવનો રોગ પાકેલો ન હોય તેને, દુર્બળ કે નબળા માણસને, અવઢણુ કે શરીર જખડાયલાને, જેનું શરીર અતિશે ભારી કે મ્હોટું હોય તેને, જેને મૂર્છા આવતી હોય તેને, મદથી શરીર પીડાતાને, બસ્તિકર્મ કરેલા મા-

ખુસને, જેને દાહ થતા હોય તેને, ઉલટી થતી હોય તેને, પાણીના અતિશે શોષ કે તૃષા લાગતી હોય તેને, બાળકનો જન્મ અધુરે આપનાર સ્ત્રીને; ઉપર બતાવેલા રોગીને ઘી તેલ ઇત્યાદિક સ્નેહપાન કરાવવું નહી; અને જે દિવસે વાદળાં ઘેરાયલાં હોય તે દિવસે પણ હરએક પીવું નહી.

(કેટલા રોગીને સ્નેહ પીધાથી ફાયદો થાય.)

स्वेद्य संशोध्य मद्यस्त्रीव्यायामासक्तचिंतकाः । वृद्धाबालाः कृशा रूक्षाः क्षीणास्त्राः क्षीणरेतसः ॥ २७ ॥ वातार्तितिमिरार्ता ये तेषां स्नेहमनुत्तमम् ।

ઓષડાથી જે રોગીના શરીરનો પરસેવો કહાડેલો હોય તેવા માણસે; જુલાબ કે રેચક ઓષડાથી શરીરનું શોધન કરેલા માણસે; દારૂ પીનાર માણસે; સ્ત્રીઓએ; મેહનતથી થાકેલા માણસે; ચિંતામાં પડેલા માણસે; વૃદ્ધ કે જઇફ માણસે; બાળકને; કૃશ કે તવાયલાને; રૂક્ષ કે તેજહિણ માણસે; જેના શરીરનું લોહી ઘટીને ક્ષીણ થયેલું હોય; જેની ધાતુ ક્ષીણ થયેલી; વાયુકોપથી પીડાયેલા; તિમિર રોગથી પીડાયલા; એવી રીતના રોગીને ઘી ઇત્યાદિક પીધાથી ફાયદો થાય.

( સ્નેહ પીધાથી તેજવાન થવાનાં લક્ષણો.)

वातानुलोम्यं दीप्तोग्निर्वर्चः स्निग्धमसंहतम् ॥ २८ ॥ मृदु स्निग्धांगता ग्लानिः स्नेहावेगोथ लाघवम् । विमलेंद्रियता सम्यक् स्निग्धे रुक्षे विपर्ययः ॥ २९ ॥

ઘી ઇત્યાદિક સ્નેહ પીધાથી, શરીરનું રૂક્ષ કે તેજહીણપણું જાય; તેજવાન કે સુંવાળુ શરીર થવાથી તેનાં લક્ષણ; વાયુ શરીરમાં સારી રીતે ફરે, કોઠાની અગ્નિ ખુલી પ્રદીપ્ત થાય; મળમૂત્ર શુદ્ધ થઇ છૂટે; શરીરે નર્માસ છતાં તેજવાન થાય; દુર્બળતા જઇ પુષ્ટ થાય; ઘી ઇત્યાદિ સ્નેહ પીધાથી શરીરમાં રોગનો ઉપદ્રવ ન થાય; શરીર હલકું લાગે; ઇંદ્રીઓ નિર્મળ થાય. એ પ્રમાણે ફાયદો થવાનાં લક્ષણો જાણવા. અને રૂક્ષ કે તેજહીણ માણસોને ઉપલા લક્ષણોથી ઉલટા જાણવા; તેનો અર્થ એવો છે કે ઘી ઇત્યાદિક પીધાથી રૂક્ષ કે ભસ્મરોગી, એટલે હરએક વસ્તુ ખાધા પછી તે ખોરાક બળીને તેના શરીરે તેની તેજી ન આવે, તેવા રોગીને ઉપલા લક્ષણોથી ઉલટા થાયછે.

(સ્નેહપાન અતિશે પીધાથી થતું દુઃખ.)

भक्तद्वेषो मुखस्त्रावी गुदे दाहः प्रवाहिका । तंद्राऽतिसारः पांडुत्वं भ्रंशः स्निग्धस्य लक्षणम् ॥ ३० ॥

જે માણસે, ઘી ઇત્યાદિક સ્નેહ અતિશે પીધાથી, તેને અન્નાદિ ખોરાક ખાવાને કંટાળો આવે; મુખેથી લાળ ગળે; ઝાડાને રસ્તે ગરમી જણાય; ઝાડો પાતળો અને ભસરો થાય; આંખે અંધારા કે ઝાંખ પડે; અતિસારનો ઝાડો થાય; શરીર પીળા રંગે થાય, એવી રીતનાં લક્ષણો થાય.

(રૂક્ષ કે તેજહીણ માણસને સુવાળુ કરવું; અતિશે સુવાળાને તેજહીણ કરવાનો ઉપાય.)

रुक्षस्य स्नेहनं स्नेहैरतिस्निग्धस्य रुक्षणम् । श्यामाकचणकाद्यैश्च तक्रपिण्याकसक्तुभिः ॥ ३१ ॥

. રૂક્ષ કે તેજહિણ માણસને સ્નિગ્ધ પદાર્થમાં, માખણ કહાડયાવિના છાસનો મઠ્ઠો, તલની ચટણી, જવનો સત્વ મેળવીને પીવાથી; સ્નિગ્ધ કે તેજવાન થાય. અને અતિશે સ્નિગ્ધ કે તેજવાનને તેજહિણ કે રૂક્ષ કરવાનો ચણા, શામો, શામળુ અનાજ કે કોઠોળ ઇત્યાદિક ખાધાથી રૂક્ષ થાય.

(સ્નેહ પદાર્થ પીધાથી પ્રકૃતિ કહેવી થાય છે)

दीप्ताग्निः शुद्धकोष्ठश्च पुष्टधातुर्जितेंद्रियः । निर्जरो बलवर्णाढ्यः स्नेहसेवी भवेन्नरः ॥ ३२ ॥

ઘી ઇત્યાદિક સ્નેહ પીધાથી; કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય; કોઠો શુદ્ધ રહે; શરીરમાં રસાદિક ધાતુની વૃદ્ધિ થાય; તે માણસ જીતેંદ્રિય થાય; જરાકે ઘડપણની શરીરે કરચલી ન પડે; બળ અને કાંતિસહિત રહેછે.

(સ્નેહપાનની વેળાયે પરહેજીના પદાર્થો.)

स्नेहव्यायामसंशीतवेगाघातप्रजागरान् । दिवास्वप्नमभिष्यंदि रुक्षान्नं च विवर्जयेत् ॥ ३३ ॥

સ્નેહ પદાર્થ પીનાર માણસે, અતિશે શીતળ અને કફકર્તા પદાર્થ, તથા રૂક્ષ અનાજ કે કોઠોળ ખાવા નહિ; અતિશે મેહનત કે અમર્યાદ, મળમૂત્રાદિકનો અટકાવ, રાત્રે જાગરણ, દિવસે નિદ્રા કરવી નહી.

---

# अथ द्वितीयोऽध्यायः प्रारंभः

## અથ બીજો અધ્યાય પ્રારંભ.

(સ્નેહુપાન કીધા પછી, પરસેવો કહાડવાની વિધિનો ભેદ.)

स्वेदश्चतुर्विधः प्रोक्तस्तापोष्मौ स्वेदसंज्ञितौ । उपनाहो द्रवः स्वेदः सर्वे वातार्तिहारिणः ॥ ३४ ॥

ચાર પ્રકારે પરસેવો કહાડવાની રીત છે, તેના નામો—તાપ, ઉષ્મા એઓને સ્વેદ એ નામ છે; ઉપનાહ, દ્રવસ્વેદ; એવી રીતે ચારે નામ જાણવાં.

( પરસેવાના વિશેષ કામો.)

स्वेदौ तापोष्मजौ प्रायः श्लेष्मघ्नौ समुदीरितौ । उपनाहस्तु वातघ्नः पित्तसंगे द्रवो मतः ॥ ३५ ॥

રેતી ઇત્યાદિકની પોટલી કે ઇટ તપાવી, શરીરને શેક કરી, પરસેવો કહાડવો; તેને તાપ કહેછે. તે શ્લેષ્મ ઘ્ન છે. હરએક ઓષધને પાણીમાં ઉકાલી, તેનો બફારો આપીને પરસેવો કહાડેછે; તેને ઉષ્મા કહેછે. ઉપલા બેઉ પરસેવાની રીત, ઘણું કરીને શરીરના કફનો નાશ કરનાર છે. હરએક ગાંઠ કે ગોડ અથવા રોગ ઉપર ઓષડોની પીંડી, પોટીસ ઇત્યાદિક અનાજ પકાવી ઝીણા કપડામાં કે પાંત્રામાં વીટાળી રોગ ઉપર બાંધી, પરસેવો કહાડવાને સ્વેદ કહેછે. તે વાતઘ્ન કે વાયુનો નાશકર્તા છે. ઓષડોની રાબ કાંજી કે ઉકાલો પીવાથી, પરસેવો નિકળે તેને ઉપનાહદ્રવસ્વેદ કહેછે. તે પિત્ત વાયુનો નાશકર્તા છે.

(વાયુકોપના બળેથી મધ્ય બીજો ઉપાય.)

महाबले महाव्याधौ शीते स्वेदो महान् स्मृतः । दुर्बले दुर्बलस्वेदो मध्ये मध्यतमोः मतः ॥३६॥

જેના શરીરમાં વાયુનો કોપ, અતિશે બળવાન થયેલો હોય, તેના શરીરમાંથી પરસેવો અતિશે કહાડવો; અને હલકો રોગ હોય તો થોડોક કહાડવો. મધ્યમ કોપ હોય તો મધ્યમ પરસેવો કહાડવો.

(રોગનું બળ વિશેષ થયાથી પરસેવાનો સખ્ત ઉપાય.)

बलासे रुक्षणः स्वेदो रुक्षः स्निग्धः कफानिले । कफमेदावृते वाते कोष्णगेहे रवेः करान् ॥ ३७॥ नियुद्धं मार्गगमनं गुरुप्रावरणं क्षुवम् । चिंताव्यायामभारांश्च सेवेतामयमुक्तये ॥ ३८ ॥

કફનો કોપ હોયતો, રૂક્ષ પદાર્થ ખવાડી અને ઓષડોનો બફારો આપી; શરીરનો પરસેવો કહાડવો. કફવાયુનો કોપ હોયતો, સ્નિગ્ધ અને રૂક્ષ એ બેઉ પદાર્થ મેળવીને પરસેવો કહાડવો; એટલે ઘી માખણ ઇત્યાદિક સ્નેહ પીવું; અને રેતી ઇત્યાદિકેથી શરીરને શેકી પરસેવો કહાડવો; ઉપલા ઉપાયને તાપ કહેછે. કફમેદાસહિત વાયુનો કોપ હોયતો, જે ઘરમાં અતિશે ગરમી થતી હોય, તે જગ્યાએ રોગીએ બેસીને શરીરે સહેવાય તેટલી થોડી થોડી ગરમી લેવી; અને સૂર્યના તડકે બેસવું; કુસ્તી રમવી; થોડું ચાલવું; કામળી કે ધાબળી ઇત્યાદિક ગરમ કાપડ શરીર ઉપર લેવું, ભજન કીર્તન કરવું. કામ વિના બેસવું નહિ, થોડી થોડી મેહેનત કરવી, શરીર ઉપર થોડોક ભાર કે બોજો ઉપાડવો, લંબાણ જોરથી ચાલીજવું. ઉપલા ઉપાય પરસેવો નિકળવાને કરવા. તેથી કફ મેદસહિત વાયુનો રોગ દૂર થાય.

(જે રોગીનો પ્રથમ પરસેવો કહાડવાની જરૂર.)

येषां नस्यं विधातव्यं बस्तिश्चापि हि देहिनाम् । शोधनीयाश्च ये केचित्पूर्वं स्वेद्याश्च ते मताः ॥ ३९ ॥

નસ્ય કર્મોવિષે જે યોગ્ય, એટલે નાકમાં ઓષડો નાખીને બળગમ કહાડવો, કે છીંકો લાવવાનો ઉપાય કરવા લાયક. બસ્તિકર્મોવિષે જે યોગ્ય; એટલે ઝાડા માર્ગે ઓષડોની પિચકારી, કે છાલક મારીને પરસેવો કહાડવા લાયક. ઢાળના ઓષડો આપવાવિષે જે યોગ્ય; એટલે જે રોગીને ઝાડા કરાવી પરસેવો કહાડવા લાયક. એટલા રોગીને પ્રથમ પરસેવો કહાડી પછી ઉપલા ઉપાય કરવા.

स्वेद्याः पूर्वं त्रयोपीह भगंदर्यर्शसी तथा । आश्मर्या चातुरो जंतुः शमयेच्छस्त्रकर्मणा ॥ ४० ॥

જે માણસોને ભગંદર રોગ કે હર્શ હોય અથવા પથરીનો અશ્મરી

રોગે પીડાતો હોય; એવી રીતે ત્રણુ પ્રકારના રોગીના શરીરનો, પરસેવો પ્રથમ કાઢીને પછી શસ્ત્રકર્મોથી, રોગની સફાઇ કે વાઢકાપ કરવું.

(કેટલા રોગીના શરીરનો પરસેવો પાછલથી કાઢવો.)

पश्चात्स्वेद्यागते शल्ये मूढगर्भगदे तथा । काले प्रजाता काले वा पश्चात्स्वेद्या नितंबिनी ॥ ४१ ॥

જે સ્ત્રીના પેટમાં ગર્ભની ગાંઠ સુકાયલી હોય; તે પડ્યા પછી અથવા મૂઢ ગર્ભો પડ્યા પછી; તથા કોઇને નવ મહિના પછી, અથવા તેની અગાઊ બાળકનો જન્મ આપ્યાથી; તેવી સ્ત્રીઓને અડકાવ આવ્યા પછી પરસેવો કાઢવો.

(પરસેવો કેહવી રીતે અને કેહવી જગ્યાએ કાઢવો.)

सर्वान्स्वेदान्निवाते च जीर्णाहारे च कारयेत् ।

પાછળ લખેલા ચાર પ્રકારે પરસેવો કહાડવાની રીત છે. તેમાં હરએક માણસે ખાધેલા ખોરાકનું પાચન થવા પછી; જે જગ્યાએ વાયુનો પ્રવેશ મૂદલ ન થતો હોય, તે જગ્યાએ કાઢવો.

(પરસેવો કહાડવાથી કેટલા માર્ગોએ રોગ દૂર થાય છે.)

स्वेदाद्धातुस्थिता दोषाः स्वेदस्विन्नस्य देहिनः ॥ ४२ ॥ द्रवत्वं प्राप्य कोष्ठांतर्गता यांति विरेकताम् ।

ઓષડોથી માણસના શરીરનો પરસેવો કાઢવા પછી, મ્હોટા વાસણમાં તેલ ભરી; તેમાં તે માણસને બેસાડવો, તેમાંનું તેલ બેશનારની ડુંટીથી ચાર આંગળ ઉચું ચઢે તેટલું ભરવું જોઇએ; તેમ કીધાથી કોઠામાં તેલનો પ્રવેશ થઇ, તેના શરીરના વાતાદિક ત્રણે રોગ; જે રસાદિસાત ધાતૂમાં ભરાયેલા હોય છે; તેને પાતળો કરી ઝાડામાર્ગે ઢાળ થઇ બહાર પડેછે.

(પરસેવો કાઢવા પછી ઢાળ થવાની પરીક્ષા.)

स्विद्यमानशरीरस्य हृदयं शीतलैः स्पृशेत् ॥ ४३ ॥ स्नेहाभ्यक्त शरीरस्य शीतैराच्छाद्य चक्षुषी ।

માણસનો પરસેવો કાઢવાથી, તેના પેટમાંનો રોગ પાતળો થઇ, ઝાડામાર્ગે ઢાળ થવા પછી, પાણીમાં સુખડને ઘસી તેની છાતીએ તેનો

લેપ કરવો; તેથી તેના શરીરે સુખાકારી થાય. જે માણસને તડકામાં બેસાડેથી, તેના શરીરનો રોગ પાવળો થઇ, આડામાર્ગે ઢાળ થવાથી તેની આંખોને કમળફુલ અથવા કેળના પાંનાની શીતળતા કરવી, તે થંડક કરેથી શરીરની ગ્લાનિ દૂર થઇ પ્રકૃતિ સ્થિર થાય.

(કેટલા રોગીનો પરસેવો નહી કાઢવો તે.)

अजीर्णी दुर्बलो मेही क्षतक्षीणी पिपासितः ॥४४॥ अतिसारी रक्तपित्ती पांडुरोगी तथोदरी । मदार्त्तो गर्भिणी चैव नाहि स्वेद्या विजानता ॥ ४५ ॥ एतानपि मृदुस्वेदैः स्वेदसाध्यानुपाचरेत् ।

જે માણસને અજીર્ણ રોગ, દુર્બળ, પરમો, ઉરઃક્ષત હવાનો, જેને અતિશે પાણીની પ્યાસ કે તૃષા, અતિસાર, રકતપિત્ત, પાંડુરોગ, પેટનો ઉદરરોગ, કેફનો મદરોગ, ગર્ભવાન સ્ત્રી; એટલા રોગીનો પરસેવો કહાડવો. નહી. વખતે તેવા રોગીને પરસેવો કાઢવાની જરૂર પડે તો હલકો ઉપાય કરી થોડોક કાઢવો.

(અલ્પ પરસેવો કાઢવાની જગ્યા.)

मृदुस्वेदं प्रयुंजीत तथा हृन्मुष्कदृष्टिषु ॥ ४६ ॥

છાતી, અંડ અને આંખો ઉપર ગરમ પાણી છાંટીને પરસેવો કાઢવો, તેને મૃદુ કહે છે.

(અતિશે પરસેવો નિકળવાથી નવા દુઃખ.)

अतिस्वेदात्संधिपीडा दाहस्तृष्णा क्लमो भ्रमः । पित्तासृक् पिटिकाकोपस्तत्र शीतैरुपाचरेत् ॥ ४७ ॥

શરીરમાંથી અતિશે પરસેવો કાઢવાથી, સર્વે સાંધાઓને દુઃખાવો, દાહ, તૃષા, ગ્લાનિ, નબળાઇ, ભ્રમતા, લોહી ઉકાળાનો રકતપિત્ત, એટલા રોગ થાય; અને શરીર ઉપર ફોડલીઓ ઉત્પન્ન થાય; તેનું શમન કરવાને શીતળ કે ઠંડકનો ઉપાય કરવા.

(ચાર પ્રકારે પરસેવો કાઢવાની રીત છે, તેમાં તાપસંજ્ઞકનાં લક્ષણ.)

तेषु तपाभिधः स्वेदो वालुकावस्त्रपाणिभिः । कपालकंडुकांगारैर्यथायोग्यं प्रजायते ॥ ४८ ॥

ચાર પ્રકારે પરસેવો કાઢવાની રીત છે, તેમાં એક તાપ નામે છે; તે રેતીનો, ઇટરડીનો, હાથનો, ઠીકરાનો, કપડાના દડાનો, અંગારાનો; એટલામાંથી હરએકને તપાવી શેકવું. રેતી ઇત્યાદિકમાં જેટલી જેમાં શકિત હોય, તેટલો શેક લાગી પરસેવો ઉત્પન્ન થાય; તેવી રીતે ૭ પ્રકારે પરસેવો કહાડવાની ક્રિયા નીચે લખેલી છે. ખેર અથવા સખ્ત લાકડાનો જળદ અગ્નિ કરી, તે ઉપર ઠીકરામાં રેતી તપાવી, એરંડીયાના પાંત્રામાં તેની પોટલી બાંધી, રોગી માણસનું શરીર શેકવું, તેમજ હાથની હથેલી અગ્નિઉપર તપાવીને અથવા કપડાનો દડો કે ઇટરડી અગ્નિઉપર તપાવીને; તથા કપડાનો ડુચો અગ્નિઉપર ગરમ કરીને કે અગ્નિ ઠીકરામાં ભરી શેકવાથી; અગ્નિને શગડીમાં ભરી ખીછાના નીચે મુકી શેકવું એટલા શેકવાના ઉપાય કરેથી પરસેવો નીકળે છે.

(ઉષ્માસંજ્ઞક નામે શેકથી પરસેવો કાઢવાનાં લક્ષણ.)

उष्मा स्वेदः प्रयोक्तव्यो लोहपिंडेऽष्टकादिभिः । प्रतप्तैरम्लसिक्तैश्च कायेरछकवेष्टिते ॥४९॥ अथवावातानिर्नाशिद्रव्यक्वाथरसादिभिः । उष्णैर्घटं पूरयित्वा पार्श्वेछिद्रं निधाय च ॥ ५० ॥ विमुद्यास्यं त्रिखंडां च धातुजां काष्ठवंशजाम् । षडंगुलास्यां गोपुच्छां नलीं युंज्याद्विहास्तिकाम् ॥ ५१ ॥ सुखोपविष्टं स्वभ्यक्तं गुरुप्रावरणवृातं ॥ हस्तिशुंडिकया नाड्या स्वेदयेद्वातरोगिणम् ॥ ५२ ॥ पूरुषायाममात्रां वाभूमिमुत्कीर्य खादिरैः ॥ काष्ठैर्दग्ध्वा तथाऽभुक्ष्य क्षीरधान्याम्लवारिभिः ॥ ५३ ॥ वातघ्नपत्रैराच्छाद्य शयानं स्वेदयेन्नरम् । एवं माषादिभिः स्विन्ने शयानः स्वेदमाचरेत् ॥ ५४ ॥

લોહડાનો ગોળો અથવા મટોડીની ઇંટ, નળીયું સારી રીતે તપાવીને, તેઉપર છાસ કે કાંજી અથવા ખટાસનુ પાણી છીંટી, રોગીને કામલી, ધાબલી ઓઢાડી, ઉપલા ગોળાથી અથવા ઇંટથી તેનું શરીર શેકવું, તેથી પરસેવો નિકળે; દશમૂળાદિક એટલે સાળવણ, પિઠવણ, રિંગણી, ડોરલી, ગોખરૂ, ગુળવેલ, પેરણ, ટેંટુ, પાડળમૂળ, શિવણમૂળ; એટલા વાયુ હરતા ઓષડોનો ઉકાળો અથવા તેનો રસ ગરમ કરી મટોડીની ગાગરમાં ભરીને, તેના મોહને ડાટો મારી તેઉપર કપડછાંણની મુદ્રા કરી; હરએક ધાતુની અથવા લાકડાની કે બાંબુના ત્રણ કટકાના છેડા એક બીજા ઉપર ભરાવીને

બે હાથ લાંબી નળી કરવી; તેનો એક છેડો ત્રણ આંગળ પોહળો અને બીજો છ આંગળ પોહળો રાખવો. ગાયના પુછડા જેવી અથવા હાથીની શુંડ જેવો ઢળતો કરવો; તેને હસ્તિશુંડિકા યંત્ર કહેછે. મટોડીની એક ગાગરના પડખામાં છ આંગળ પહોળું એક વિંધ પાડી, તેમાં નળીનો પહોળો છેડો ભરાવવો, તે નળીની સર્વે સાંધને છાણમટોડીનો થર ચઢાવી તેમાંની બાફ ન જાય તેમ કરવું. પછી શુંડિકાના મોહને ડાટો મારી, જલદ અગ્નિના ચૂલાઉપર ગાગર મુકી, સારી રીતે તેમાંનો ઉકાળો તપાવીને, બાફ નિકળવા લાગે તે વખતે ઉતારી; પછી વાયુથી પીડાયલા રોગી માણસને શરીરે તેલ કે ઘી મરદન કરી, સારી રીતે સ્થિરપણે બેસાડી, શરીરઉપર ગોદડું અથવા રજાઇ કે કામળી અથવા ધાબળી, ઓરાડી, તેની ચારે બાજુએથી છેડા દબાવી. તેની અંદર ઉપલી ગાગરની નળીનું મોહ ભરાવી; ઝીણા વિંધની રીતે આસ્તે આસ્તે નળીનું મોહ ઉઘાડવું કે શરીરેથી ગરમી બમી પરસેવો સારી રીતે નિકળે. બીજી રીતે ૩॥ થી ૪ હાથ લાંબો જમીનમાં ખાડો ખોદી, તેમાં ખેરનાં લાકડાં સળગાવી, તે ખાડો તપેથી અગ્નિ બહાર કહાડી લેવો, પછી તે ખાડામાં દૂધ, ધાણાનું પાણી અથવા છાસ કે કાંજી છાંટીને બમાય તેટલો ઠંડો પાડવો; તેમાં એરંડયા, આકડા, નધોડ ઇત્યાદિક વાયુ હરતા પાત્રામાંથી જે મળી આવે તે પાથરીને તેઉપર રોગીને સુવાડવો અને શરીરઉપર ગોદડી કે રજાઇ ઓરાડી, શરીરનો પરસેવો કાઢવો. ત્રીજી રીતે અડદને અર્ધા કાચા રહે તેમ બાફીને ઉપલી રીતે ખાડામાં તેને પાથરી, તેઉપર એરંડયા અથવા ઉપર લખેલા વાયુ હરતા પાંત્રા પાથરી, તે ઉપર રોગીને સુવાડવો, અને તેને કામળો કે ધાબળી ઓરાડી, પરસેવો કાઢવો. એ પ્રમાણે ઉષ્મ-સંજ્ઞક પરસેવો કાઢવાનાં લક્ષણો જાણવાં.

## (ઉપનાહસંજ્ઞક નામે શેકનાં લક્ષણ.)

अथोपनाहस्वेदं च कुर्याद्वातहरौषधीः । प्रदह्य देहं वातार्तं क्षीरमांसरसान्वितैः ॥९९॥ आम्लपिष्टैः सलवणैः सुखोष्णैः स्नेहसंयुतैः ।

ઉપર લખેલા દશમૂળાદિ ઓષડો; વાયુહર્તા લાવી કુટી, તેનું ચૂર્ણ કરી રાખવું; દૂધ અને હરણ નામે જનાવરના માંસનો ઉકાળો કરી, તેમાં ઉપલા ચૂર્ણમાંથી થોડું કાલવી ગરમ કરીને, રોગીના શરીરે લેપ કરવો,

તે ઉપર કપડાના પાટા કે ગરમ કાપડનું બદીમાન અને ઇજાર તંગ પહેરાવી પરસેવો કાઢવો; અથવા વાયુહર્તા ઓષડો લાવી કુટીને ચૂર્ણ કરી છાસ કે કાંજીમાં તેની ચટણી વાટી, તેમાં થોડુંક સિંધાલુણ અને તલનું તેલ કાલવી થોડુંક ગરમ કરી, પછી વાયુથી પીડાતા રોગીના શરીરે જાડો લેપ કરવો, તે ઉપર કપડાના પટા કે ઉપલી રીતે ગરમ કપડા, તંગ પહેરાવી પરસેવો કાઢવો.

(મહા શાલ્બણ નામે શેકનો પ્રયોગ.)

उपग्राम्यानूपमांसैर्जीवनीयगणेन च ॥ ९६ ॥ दधिसौवीरकक्षारैर्वीरतर्वादिना तथा । कुलित्थमाषगोधूमैरतसीतिलसर्षपैः ॥ ९७ ॥ शतपुष्पादेवदारुशेफालीस्थूलजीरकैः । एरंडमूलबीजैश्च रास्नामूलकशिग्रुभिः ॥ ९८ ॥ मिशिकृष्णाकुठेरैश्च लवणैरम्लसंयुतैः । प्रसारण्यश्वगंधाभ्यां बलाभिर्दशमूलकैः ॥९९॥ गुडूचीवानरीबीजैर्यथालाभं समाहृतैः । क्षुण्णैः स्विन्नैश्च वस्त्रेण बद्धैः संस्वेदयेन्नरम् ॥ १० ॥ महाशाल्बणसंज्ञोऽयं योग; सर्वानिलार्तिजित् ।

ગ્રામ્ય માંસ એટલે મૂરધા, બકરા ઇત્યાદિના માંસને કહેછે. અનૂપમાંસ એટલે કાચબા ચક્રવાક પક્ષી; મચ્છ ઇત્યાદિક એટલે જળચરોના માંસને કહેછે. જીવનીય ગણેના ઓષડોમાં કાંકોલી, ક્ષીરકાંકોલી, જીવક, રૂષભક, મેદા, મહામેદા, હરણુવેલ, જેઠીમધ, રાની મગ, રાની અડદ; એ દશ વસ્તુંને કહેછે. તે અને દહી અથવા ઘઉં કે જવ, કાચા અથવા શેકેલાને કુટી, તેમાં પાણી નાખી ત્રણ દિવસ રાખવું; તેને સૌવીર કહેછે. તે સર્વે અને સાજીખાર, જવખાર, બાંગડખાર, તથા વીરતર્વાદિ ગણેનાં ઓષડો બીજાખંડમાં કાઢા પ્રકરણના શ્લોક ૧૪૦ થી ૧૪૩ માં લખેલા છે તે. અને કળથિ, અડદ, ઘઉં, અળશી, તલ, સરશી, વરિઆલી, દેવદાર, નઘોડ, કળોજી, એરંડમૂળ, એરંડબીજ, રાસ્ના, મૂળા, શેકટાની છાલ, સુવા, રાની તુળશી; પંચલવણુ એટલે સિંધાલુણ, સંચળ, બિડલોણ, સમુદ્રમીઠું, બાંગડખાર એ પાંચ ખાર; દાડમ, ચાંદવેલ, આસંધ, ચિકણામૂળ, દશમૂળ, અગાઉ લખેલાં છે તે. ઉપલાં સર્વે ઓષડો લાવી કુટીને થોડા ગરમ કરી કપડામાં પોટલી બાંધી, તે પોટલીથી રોગીના શરીરને શેક કરેથી, પરસેવો નિકલી સર્વે વાયુના રોગ દૂર થાય.

(દ્રવ સંજ્ઞક નામે શેકના લક્ષણ.)

द्रवस्वेदस्तु वातघ्नद्रव्यक्काथेन पूरिते ॥ ६१ ॥ कटाहे कोष्ठके वापि सूपविष्टोऽवगाहयेत् । नाभेः षडंगुलं यावन्मग्नः क्काथस्य धारया ॥ ६२ ॥ कोष्ठके स्कंधयोः सिक्तास्तिष्ठेत्स्निग्धतनुर्नरः । एवं तैलेन दुग्धेन सर्पिषा स्वेदयेन्नरम् ॥ ६३ ॥ एकांतरे द्व्यंतरे वा स्नेहो युक्तोवगाहने । शिरामुखे रोमकूपैर्धमनीभिश्च तर्पयेत् ॥ ६४ ॥ शारीरे बलमाधत्ते युक्तस्नेहावगाहने । जलसिक्तस्य वर्धते यथा मूलेऽकुरास्तरोः ॥ ६५ ॥ तथा धातुविवृद्धिर्हि स्नेहसिक्तस्य जायते । नातः परतरः कश्चिदुपायो वातनाशनः ॥ ६६ ॥

અગાઉ લખેલા વાયુહર્તા દશમૂળોનો ઉકાળો કરવો; રોગીના શરીરે ઘી અથવા તેલ મરદન કરી, તેને પીપ અથવા તાંબાના મ્હોટા વાસણમાં બેસાડી, ઉપરો ઉકાળો ગરમાગરમ શરીરે સેહવાય તેવો ગાગરમાં ભરી, તે રોગીની ખાંદઉપર ઉકાળાની ધાર કરવી; તેવી રીતે ધાર એટલા સુધી કરવી કે બેઠેલા રોગીની છાતી સુધી ઉકાળાનું પાણી ચઢે, તેટલા સુધી ધાર કરીને પરસેવો કાઢવો. એજ પ્રમાણે તલના તેલની અથવા દુધની કે ઘીની ધાર રેડી, રોગીને ગરમ કરી પરસેવો કાઢવો. ઉપલી રીતે પરસેવો કાઢવાનો ઠરાવ, એક દિવસને અથવા બે દિવસને આંતરે રાખવો, તેથી કરીને શરીરની સેર્વે નસોના મુખો, રૂવાટાના છિદ્રોને માર્ગે તથા નાડીવાટે, ઉપલા સ્નેહાદિક પદાર્થ શરીરમાં પ્રવેશ થઈ, શરીરને તૃપ્ત કરી બળ ઉત્પન્ન કરેછે. તેવિશે દૃષ્ટાંત જેમ, ઝાડોના મૂળોને પાણી છાંપેથી તે વધેછે. તેમ તેલાદિક સ્નેહમાં રોગીને બેસાડેથી, તેની રસાદિ સાત ધાતુ વધે, અને વાયુનો નાશ થાયછે. એ ઉપાય વાયુનો નાશ કરવાને અતિશે સરસ છે.

(વધારે પરસેવો કાડવાનો અટકાવ.)

शीतशूलाद्युपरमे स्तंभगौरवनिग्रहे । दीप्तेऽग्नौ मार्दवे जाते स्वेदनाद्विरतिर्मता ॥६७॥

શરીરમાંથી શીતળતા અને શૂળ દૂર થાય, શરીર જખ્પાડાતુ છૂટે અને હલકુ થાય, અન્નાદિકનું પાચન થઈ,કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

ભૂખ સારી લાગે, શરીર સુંવાળુ થવાથી પરસેવો કાડવાના, ઉપાય કરતા અટકાવવું.

(પરસેવો કાડવા પછીના ઉપાય.)

सम्यक् स्विन्नं विमृदितं स्नानमुष्णांबुभिः शनैः । भोजयेच्चान्न-भिष्पंदि व्यायामं च न कारयेत् ॥ ६८ ॥

શરીરનો પરસેવો કાડેલો હોય તેને, અને જેના શરીરે તેલ મરદન કરેલું હોય તેને, હુંફાયલા પાણીથી નહવડાવવું; અને કફકારક પદાર્થ નહી ખવાડવા તથા અતિશે મેહનત ન કરાવવી.

---

# अथ तृतीयोऽध्यायः प्रारंभः

## ત્રિજો અધ્યાય પ્રારંભ.

(પરસેવો કાડવા પછી ઉલટીની વિધી કરવી તેનો પ્રથમ વખત.)

शरत्काले वसंते च प्रावृट्काले च देहिनाम् । वमनं रेचनं चैव कारयेत्कुशलो भिषक् ॥ ६९ ॥

તોલા અને વૃશ્ચિક સંક્રાંતી સુધી શરદ રૂતુમાં; કુંભ અને મીન સંક્રાંતી સુધી વસંતરૂતુમાં; મિથુન અને કર્ક સંક્રાંતી સુધી વર્ષા રૂતુમાં; એટલી રૂતુમાં માણસોને ઉલટીનું અને ઢાળ થવાનું ઓષડ આપવું. તથી રોગીની પ્રકૃતિ ચોખી થાયછે,

(ઉલટી કરાવવા લાયેક રોગી.)

बलवंत कफव्याप्तं हृल्लासार्तिनिपीडितम् । तथा वमनसात्म्यं च धीरचित्तं च वामयेत् ॥ ७० ॥ विषदोषे स्तन्यरोगे मंदेऽग्नौ श्लीपदेर्बुदे । हृद्रोगकुष्ठवीसर्पमेहाजीर्णभ्रमेषु च ॥७१॥ विदारिकापचीकासश्वासपीनसवृद्धिषु । अपस्मारज्वरोन्मादे तथा रक्तातिसारिषु ॥७२॥ नासाताल्वोष्ठपाकेषु कर्णस्रावे द्विजिह्वके । गलशुंड्यामतीसारे पित्तश्लेष्मगदे तथा ॥७३॥ मेदोगदेऽरुचौ चैव वमनं कारयेद्भिषक् ।

બળવાન જે માણસ, તથા કફકોપસહિત હોય તે, જેના મુખેથી લાળ ચળે તે, જેને ઉલટી કરવાની ટેવ હોય તે, એવી વસ્તું ખા-

ષાનો રોગ, સ્તન કે ધાવણનો રોગી, અગ્નિમાંદ્યમાંથી થયેલા સર્વે રોગીને, હાથીપગાનો શ્લીપદરોગ, ઉથમી ગાંઠના અર્બુદરોગ, હૈયાનો હૃદ્રોગ, શરીરસડાનો કુષ્ટરોગ, બદફેલીનો વિસર્પરોગ, પરમો, અજીર્ણના સર્વે રોગ, ભ્રમણ અને મતિભ્રમ, વિદારિકારોગ ચામડીને નકશી પડવાનો, ગંડમાળાનો ભેદ અપચીરોગ, ખાંસી, આફુણ, શ્વાસ, બળગમનો પીનસરોગ, વધરાવળનો વૃદ્ધિ, ફેફરાનો, તાવ, ઉન્મત્તનો ઉન્માદ, લોહી ઝાડાનો રક્તાતિસાર, નાક સડવાનો નાસાપાક, તાળવાનો તાળુપાક, ઓઠપાક, વેહતા કાનનો કર્ણસ્રાવ, બે જીભનો દ્વિજીહ્વક, પડજીભનો ગળશુંડ, ઝાડાનો અતિસાર, પિત્તશ્લેષ્મરોગ, ચરબી બગડવાનો મેદારોગ, અરૂચી; તે રોગોવિષે ખુલાસો પ્રથમ ખંડમાં સર્વે લખેલો છે. તેમાંથી ઉપલા રોગીને ઉલટી વૈદે કરાવવી.

(ઉલટી ન કરાવવા લાયેકના રોગી.)

॰न वामनीयस्तिमिरी न गुल्मी नोदरी कृशः ॥ ७४ ॥ नातिवृद्धो गर्भिणी च नच स्थूलः क्षतातुरः । मदार्तो बालको रूक्षः क्षुधितश्च निरूहितः ॥७५॥ उदावर्त्यूर्ध्वरक्ती च दुच्छार्दिः केवलानिली। पांडुरोगी कृमिव्याप्तः पठनात्स्वरघातकः ॥ ७६ ॥ एतेप्यजीर्णव्यथिता वाम्या ये विषपीडिताः । कफव्याप्ताश्च ते वाम्या मधूकाथ प्रपानतः ॥ ७७ ॥

આંખોનો તિમિરરોગ, પેટમાં ગોળાનો ગુલ્મરોગ, પેટના સર્વે રોગ, શરીર ત્તવાયવું. અતિશે વૃદ્ધ જઈફને, ગર્ભિણુ સ્ત્રીને, અતિશે ભારી જેનું મ્હોટું શરીર, હૈયે જખ્મ ઉરઃક્ષત રોગી, ઉન્મત્ત મદ રોગીને, બાળક, શરીરે તેજહિણુ અને રૂક્ષ, ભૂખ્યો, નિરૂહિત એટલે જેને ઝાડામાર્ગે ઓષડોની પીચકારી મારેલી હોય તે, ઉદ્વેગકિત એટલે જેને મસ્તકે લોહી ચહડવું કે તેની ઉલટી થતી હોય તે, જેને ઉલટીનુ બળ નહી શેહેવાય તે, જેને ફકત વાયુકોપનું બળ હોય તે, પાંડુરોગી, કર્મી જીવડાનો જંત રોગ, જે અતિશે મ્હોટા પોકારો કે બુમ બરાડા પાડેથી જેના ગળાનો અવાજ ફાટી ગયેલો હોય તે; એટલા રોગીને ઉલટીનું ઓષડ આપવું નહીં. પણ જો તેને અજીર્ણ, ઝેરી વસ્તુ ખાવાનો રોગ થયો હોય તો, જેઠીમધ અથવા મહુવડાની છાલનો ઉકાળો પીવાડી ઉલટી કરાવવી.

(ઉલટી કરાવવાને કેટલા રોગી લાયેક નહી.)

सुकुमारं कृशं बालं वृद्धं भीरुं न वामयेत् ।

જે રોગી શરીરે નાજૂક હોય, કૃશ કે નબળો, શરીરે તવાયલો બાળક, વૃદ્ધ, બિકણો; એટલાને ઉલટીનું ઓષડ આપવું નહીં.

(ઉલટીના ઓષડ, અગાઉ ખાવાના પદાર્થ.)

पीत्वा यवागूमाकंठं क्षीरतक्रदधीनि वा ॥ ७८ ॥ असात्म्यैः श्लेष्मलैर्भोज्यैर्दोषानुत्क्लिश्य देहिनः । स्निग्धस्विन्नाय वमनं दत्तं सम्यक् प्रवर्तते ॥ ७९ ॥

જે રોગીને ઉલટી કરાવવી હોય, તેને પ્રથમ પેટ ભરીને ચોખાની કાંજી, દુધ, છાસ, અથવા દહી પાવું; અને જે જણસનો તેને અભાવ થતો હોય, તે પદાર્થ તથા કફકર્તા પદાર્થ ખવાડી, માણસના મનનો અને રોગનો ઉછાળો કરાવવો; તેથી માણસને સારી રીતે ઉલટી થાયછે. જેટલા માણસને ઘી ઈત્યાદિ સ્નેહપાન કરાવેલું હોય, તેને એક દિવસને આંતરે ઉલટી કરાવવાનો પ્રયોગ કીધાથી ઉત્તમ પ્રકારે ઉલટી થાયછે.

(ઉલટી વિષે સાહ્ય પદાર્થ.)

वमनेषु च सर्वेषु सैंधवं मधु वा हितम् । बीभत्सं वमनं दद्याद्विपरीतं विरेचनम् ॥ ८० ॥

ઉલટી માટે જેટલા ઓષડોના પ્રયોગ છે, તેમાં સિંધાલૂણ અથવા મધને મેળવવું નહીં, કેમકે તેથી ઉલટીનો અટકાવ થઈ તેને હિતકારક થાયછે. બીભત્સ એટલે ઉલટીના ઓષડમાં ઘી મેળવીને આપવું. પણ હરએક રોગીને ઢાળ કે ઝાડામાટે ઓષડ આપવામાં ઘી મેળવવું નહી.

(ઉલટીમાટે કાડો કરવાનું વજન.)

क्वाथ्यद्रव्यस्य कुडवं श्रपयित्वा जलाढके । अर्धभागावशिष्टं च वमनेष्ववचारयेत् ॥ ८१ ॥

ઉલટી માટે ઉકાળાના ઓષડો ૧૬ તોલાના વજને લેવા; તેને થોડાં કુટી, તેમાં પાણી ૨૫૬ તોલા નાખીને ઉકાળવું; પાણી બળતા અર્ધું બાકી રહેવાથી ગાળીને પીવું.

(ઉલટીમાટે કાડો પીવાને પ્રસ્થનું વજન.)

काथपाने नवप्रस्था ज्येष्ठा मात्रा प्रकीर्तिता । मध्यमा षण्मिता प्रोक्ता त्रिप्रस्था च कनीयसी ॥ ८२ ॥

મજબુત બાંધાના મ્હોટા માણસને ઉલટીમાં, મ્હોટી માત્રાનો ઉકાળો; પીવાને નવ પ્રસ્થના ૪૮૬ તોલા જાણવા. છ પ્રસ્થના ૩૨૪ તોલાનો કાડો, પીવાની મધ્યમ માત્રા જાણવી. ત્રણ પ્રસ્થની ૧૬૨ તોલાનો કાડો, પીધાથી હલકી માત્રા જાણવી. હાલના કલિયુગમાં નબળા માણસો હોયછે. માટે ઉપલા વજનથી ચોથે હિસ્સે લીધાથી ફાયદો થાયછે.

(ઉલટી માટે ચટણી, ચૂર્ણ ઈત્યાદિકનું વજન.)

कल्कचूर्णावलेहानां त्रिपलं श्रेष्ठमात्रया । मध्यमं द्विपलं विद्यात् कनीयस्तु पलं भवेत् ॥ ८३ ॥

ઓષડો સુકાં હોય તો તેમાં પાણી નાખી, અને લીલાં હોય તો તેની ચટણી વાટવી તે; ચૂર્ણ, અવલેહનું વજન બાર તોલા, મજબુત બાંધાના મ્હોટા માણસને આપ્યું હોય તો, તે મ્હોટી માત્રા જાણવી; આઠ તોલા આપવાથી મધ્યમ માત્રા જાણવી; અને ચાર તોલાને વજને આપવાથી હલકી માત્રા જાણવી.

(ઉલટી વિષે ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ બળનું વજન.)

वमने चापि वेगाः स्युरष्टौ पित्तांतमुत्तमाः । षड्वेगा मध्यवेगाश्च चत्वारस्त्ववरा मताः ॥ ८४ ॥

રોગીને ઉલટીનું ઓષડ આપવાથી; સાતમી ઉલટીસુધી સર્વે રોગ બહાર પડેછે; અને આઠમી ઉલટીમાં પિત્ત પડવાથી તે ઉત્તમ વેગ જાણવો. તેમજ પાંચમી ઉલટીમાં સર્વે રોગ બહાર પડી, છઠ્ઠીમાં પિત્ત પડવાથી મધ્યમ વેગ જાણવો. ત્રણ ઉલટીમાં સર્વે રોગ બહાર પડી, ચોથીમાં પિત પડવાથી કનિષ્ઠ વેગ જાણવો.

(ઉલટી વિષે અને સંગરા મુકવાને પ્રસ્થોનું વજન.)

वमने च विरेके च तथा शोणितमोक्षणे । सार्द्धत्रयोदशपलं प्रस्थमाहुर्मनिषिणः ॥ ८५ ॥

ઉલટી અને ઢાળ થવા માટે ઓષડનું વજન પ્રસ્થ એટલે ૫૪ તોલા કહેલું છે. ફસ ખોલવાને કે શંગરા મુકવાને મજબુત બાંધાના અતિશે લોહી ભરેલા માણસને ૫૪ તોલા સુધી લોહી કાડવું.

(ઓષડથી ઉલટીમાં કફાદિકને જીતવું.)

कफं कटुकतीक्ष्णेन पित्तं स्वादुहिमैर्जयेत्। सस्वादुलवणाम्लोष्णैः संसृष्टं वायुना कफम् ॥ ८६ ॥

તીક્ષ્ણ એટલે સૂંઠ, મરી, પિપર ઈત્યાદિક તીક્ષ્ણ ઓષડોથી કફને જીતવો. મધુર એટલે દ્રાક્ષ, દાડમ, ગોળ, સાકર ઈત્યાદિક મધુર છતા ઠંડા ઓષડોથી પિત્તને જીતવો, મધુર, ક્ષાર, અમ્લ અને ઉષ્ણ એટલે સિંધાલૂણ, સમુદ્રમીઠું, સંચળખારથી વાયુસાથે મળેલા કફને જીતવો.

(કફ ઈત્યાદિક ઉલટીમાં પાડવાને ઓષડો.)

कृष्णाराठफलैः सिंधुकफे कोष्णजलैः पिबेत्। पटोलवासानिंबैश्च पित्ते शीतजलं पिबेत् ॥ ८७ ॥ सश्लेष्मवातपीडायां सक्षीरं मदनं पिबेत्। अजीर्णे कोष्णपानीयं सिंधुं पीत्वा वमेत्सुधीः ॥ ८८ ॥

કફ રોગને પિપર, ગેળફળ, સિંધાલૂણ ત્રણેનું ચૂર્ણ; હુફાયલા પાણીમાં મેળવીને પીધાથી, ઉલટીમાં કફ પડેછે. પિત્તરોગને પટોળ, અડુંળસો, કડવા લિંબડાના પાંત્રા; સર્વેનું ચૂર્ણ ઠંડા પાણીમાં ડોહી પીધાથી ઉલટીમાં પિત્ત પડે છે. કફ વાયુની પીડા હોયતો ગેળફળનું ચૂર્ણ દુધમાં મેળવીને પીધાથી, માણસને ઉલટી થઈ કફવાયુની પીડા દૂર થાય. અજીર્ણ રોગમાં હુફાયલા પાણી સાથે સિંધાલૂણ મેળવીને પીધાથી માણસને ઉલટી થઈ અજીર્ણ દૂર થાય.

(ઉલટી કરાવવાને બહારના ઉપાય.)

वमनं पाययित्वा च जानुमात्रासने स्थितम्। कंठमेरंडनालेन स्पृशंतं वामयेद्भिषक् ॥ ८९ ॥ ललाटं वमतः पुंसः पार्श्वौ द्वौ च प्रबोधयेत्।

ઉલટીનું ઓષડ ખાધા પછી, તેને માયને ગુઠણ લગાડી બેસાડવો, અને એરંડયા ઝાડના કુમળા મૂળની ત્રાંગી દાંડી લાંબી લઈ, રોગીના

મોહમાં ભરાવી ગળાની અંદર આસ્તે આસ્તેથી ઉતારવી કે સેરવવી; તે-મજ તેને જરા જરા આગળ પાછલ સેરવીને, ઉલટી કરાવવી, તેસાથે ઉલટી કરનારના કપાળની બેઉ બાજુએ હલકા હાથે ચોળવું.

(ઉલટીના ઓષડથી નવા રોગ થવાના લક્ષણ.)

प्रसेको हृद्ग्रहः कोठः कंडू दुश्छर्दिताद्भवेत् ॥ ९० ॥

ઉલટીનું ઓષડ ખાધાથી, કઈપણ નવો વિકાર થાય તેના લક્ષણ; મોહમાંથી લાળ ગળે, હૈયાને પીડા, શરીરે ગાંધીણમાંખી કરડેથી ઝીણી-ઝીણી ફોલ્લીઓ થાય; તેવી રીતે ફોલ્લીઓ ઉઠે, ખજવાલ થાય.

(અતિશે ઉલટી થવાથી રોગ.)

अतिवांते भवेत्तृष्णा हिक्कोद्गारौ विसांज्ञिता । जिव्हानिः सर्पणं चाक्ष्णोर्व्यावृत्तिर्हनुसंहतिः ॥ ९१ ॥ रक्तछर्दिष्ठीवनं च कंठे पीडा चं जायते ।

ઓષડો ખાધાપછી અતિશે ઉલટી થવાથી, તેને તૃષા, ખ્યાસ ઘણી લાગે, ઉચકી, શરીર ભારે થાય, સાંધે સાંધા ઢીલા થાય, જીભ વાંકી પડે અથવા લથડે, આંખો ઉંડાણમાં જાય કે ખેંચાય, ચંચળ ચકચક થાય, મતિભ્રમ થાય, દાઢીનું થુઠપુ જખડાય કે દુખે, મુખેથી લોહી પડે, વારંવાર થુકો આવે, ગળામાં વેદના થાયછે.

(અતિશે ઉલટી થવા પછી ઉપાય.)

वमनस्यातियोगे च मृदु कुर्याद्विरेचनम् ॥ ९२ ॥

રોગીને અતિશે ઉલટી થવાથી, તેને હલકા ઢાળનું ઓષડ આપવું.

(અતિશે ઉલટીથી જીભ ઉંડાણ જાયતો ઉપાય.)

वदनांतः प्रविष्टायां जिव्हायां कवलग्रहः । स्निग्धाम्ललवणैर्हृद्यै-र्घृतक्षीररसैर्हितः ॥ ९३ ॥ फलान्यम्लानि स्वादेयुस्तस्य चान्येऽग्रतो नराः ।

અતિશે ઉલટીથી રોગીની જીભ અંદર ખેંચાઇ ગઇ હોય તો, ખાટી, તિખ્ખી, મિઠી, ખારી વસ્તુ, ઘી, દુધ, સાકર, ગોળ, મનને ગમતી જણ-

સોસાથે ભાત ખાવાને આપવો; ફાલતુ માણસોને રોગીની પાસે બેસાડી તેને લિંબુ, નારંગી, સંતરા, કમળા, ચુસાડવા, એટલે રોગીની જીભને પાણી છુટી, જીભ ઉપર ચહડી ઠેકાણે આવી શરીરને સુખાકારી થાય.

(અતિશે ઉલટીથી જીભ બહાર નિકળી આવે તેનો ઉપાય.)

निःसृतां तु तिलद्राक्षाकल्कं लिप्त्वा प्रवेशयेत् ॥ ९४ ॥

અતિશે ઉલટી થઇ માણસની જીભ બહાર આવી હોય તો; તલ અને દરાખની ચટણી વાટી તેનો લેપ જીભને કર્તા કર્તા, ઉપર ચઢાવી, મોહની અંદર લઇ જઇ આસ્તેથી બરોબર બેસાડવી.

(અતિશે ઉલટીએ, આંખોના ડોળા ખેંચાવાથી ઉપાય.)

व्यावृत्ताक्षिणि घृताभ्यक्ते पीडयेच्च शनैः शनैः ।

જે મણસના ડોળા, અંદર ખેંચાવાથી; હલકા હાથે તેની ઉપર ઘી મરદન કરી ઠેકાણે લાવવા.

(દાઢીનું થુઠયુ જખડાય તેનો ઉપાય.)

हनुमोक्षे स्मृतः स्वेदो नस्यं च श्लेष्मवातहृत् ॥ ९५ ॥

અતિશે ઉલટી અથવા બગાશા ઇત્યાદિથી, દાઢીનો ઉપલો કે નીચલો ભાગ જખડાવાથી, શરીરને પરસેવો ઉપર લખેલી રીતે કાઢવો, કફવાયુહર્તા તીક્ષ્ણ ઓષડો નાકમાં નાખવાં. બેઉ દાઢની વચમાં અંગુઠો ભરાવી જડબુ સરખું બેસાડવું.

(ઉલટી થતા લોહી પડવાથી ઉપાય.)

रक्तपित्तविधानेन रक्तच्छर्दिमुपाचरेत् ।

અતિશે ઉલટી થવાથી લોહી ઓકવા લાગે તો, રક્તપિત્તરોગના લખેલા ઓષડ ખવાડવાના ઉપાય કરવાથી લોહી બંધ થશે.

(અતિશે ઉલટીથી પ્યાસ કે તૃષા લાગે તો ઉપાય.)

धात्रीरसांजनोशिरलाजाचंदनवालकैः ॥९६॥ मंथं कृत्वा पाययेच्च सघृतक्षौद्रशर्करम् । शाम्यंत्यनेन तृष्णाद्याः पीडाश्छर्दिसमुद्भवाः ॥९७॥

આંમળાં, રસાંજન એટલે દારૂહલદને બકરીના દુધમાં ઉકાળી માવો કરવો તે, વાળો, ભાતની ધાણી, લાલચંદન, નેત્રવાળો; છ ઓ-ષડો ચાર ચાર તોલાનું ચૂર્ણ; સોળ તોલા પાણી હાંડલામાં ભરી તેમાં ઉપલું ચૂર્ણ નાખી; રવઇથી સારી રીતે વહલોવી તેને ગાળી લેવું; તેને મથ કહેછે. તેમાં ઘી, મધ અને સાકર મેળવીને પીધાથી તૃષા દૂર થાય.

(ઉલટીથી નિરરોગી થવાનાં લક્ષણ.)

हृत्कंठशिरसां शुद्धिर्दीप्ताग्नित्वं च लाघवम् । कफपित्तविनाशश्च सम्यग्वातस्य चेष्टितम् ॥ ९८ ॥

ઉત્તમપ્રકારે માણસ ઓકવાથી; તેના હૈયાને, હૃદયને, કંઠને, મસ્તકને કફાદિ દોષ દૂર થઇ, તેની શુદ્ધી થાય; કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય, શરીર હલકું લાગે, કફપિત્ત રોગ દૂર થાય.

(ઉલટી કરવા પછી તે ઉપર પહુરેજી.)

ततोऽपराह्णे दीप्ताग्निं मुद्गषष्टिकशालिभि : । हृद्यैश्च जांगलरसैः कृत्वा यूषं च भोजयेत् ॥ ९९ ॥

માણસ સારી રીતે ઓકવાથી બપોર પછી, કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય, ભૂખ લાગે; તે વખતે મગ કે, સાઠ દિવસે પાકેલા ચોખા, મનને ગમે તેની અથવા હરણ કે બકરાનાં માંસની કાંજી સાથે ઇત્યાદિક હલકા અનાજનું ભોજન કરવું.

(ઉલટી સારી રીતે થવાથી ન થતા રોગ.)

तंद्रानिद्रास्यदौर्गंध्यं कंडूश्च ग्रहणीविषम् । सुवांतस्य न पीडायै भवंत्येते कदाचन ॥ १०० ॥

જે માણસ સારી રીતે ઓકવાથી; તેને આંખે ઝાંખ, અંધારા, અતિ નિદ્રા, ઘેન, મુખને દુર્ગંધિ, ખજવાળ, સંગ્રહણીનો ઝાડો, ઝેરનો વિષદોષ, એટલા રોગ કદીપણ થતા નથી.

(ઉલટી ઉપર દુઃખદાયેક થતા પદાર્થ.)

अजीर्णं शीतपानीयं व्यायामं मैथुनं तथा । स्नेहाभ्यंगं प्रकोपं च दिनैकं वर्जयेत् सुधीः ॥ १०१ ॥

ભારે અથવા ન પચે તેવા કઠોળ ઇત્યાદિક પદાર્થ, શીતળ કે થંડુ પાણી; અતિ મેહેનત, મૈથુન, શરીરે તેલનું મરદન કરવું, ગુસ્સો કંકાસ કજીઆ, એટલી વસ્તુનો જે દિવસે ઉલટીનું ઓષડ ખાધું હોય તે દિવસે કરવું નહીં.

---

# अथ चतुर्थोऽध्याय प्रारंभ.

## અથ ચોથો અધ્યાય પ્રારંભ.

### (ઉલટી થવા પછી ઝાડાનું ઓષડ ખાવાની વિધિ.)

स्निग्धस्विन्नस्य वांतस्य दद्यात्सम्यग्विरेचनम्। अवांतस्य त्वधःस्त्रस्तो ग्रहणीं छादयेत्कफः॥ १०२॥ मंदाग्निं गौरवं कुर्याज्जनयेद्वा प्रवाहिकाम्। अथवा पाचनैरामं बलासं च विपाचयेत्॥ १०३॥

અગાઉ લખેલા રોગીને (ઉક્ત) એટલે કહેલી વસ્તુ પીવાડવી, સ્નિગ્ધ એટલે સુવાળુ તેજવાન અને મજબુત કરવું; પછી શરીરનો પરસેવો કાડી સ્વિન્ન કરવું; પછી ઉત્તમ પ્રકારે ઉલટી કરાવવી. ઉલટી કરવા પછી ઢાળ થવાનું વિરેચન ઓષડ ક્યારે આપવું; તેનો વિચાર આ ગ્રંથકર્તાને ઉપજેથી, અગાઊ વખાણાયલા રૂષીના ગ્રંથોમાં ભેદ જણાયો. માટે ચરક, શુશ્રુત વાગભટ ઇત્યાદિક ગ્રંથોનો અભિપ્રાય એવો છે કે, ઉલટીનું ઓષડ ખાઇ ઉલટી કરવાપછી, ત્રિજે કે છઠ્ઠે દિવસે (સ્નિગ્ધ) મજબુત થવાનું ઓષડ ખાવું; પછી ત્રિજે દિવસે શરીરનો પરસેવો કહાડવો; પછી ત્રણ દિવસ સુધી હલકું ભોજન ખાવું. ઉપલી રીતે કીધાપછી સોળમે દિવસે, ઝાડા થવાને રેચન ઓષડ આપવાને, ઉપર લખેલા ગ્રંથકર્તા રૂષીના મત છે. કેમકે (અવાંત) એટલે નબળા કોઠાના અનેક રોગો ઉપર, ઢાળનું ઓષડ આપવાથી ઝાડાને રસ્તે પડેલો કફ; ગ્રહણી એટલે છઠ્ઠી પિત્તધરા, અગ્નિધરા નામે નાડીઓના સારને (આચ્છાદન) એટલે ઢાંકેછે; તેથી અગ્નિમાંદ્ય રોગ થાય; ગૌરવ એટલે શરીરે વજનપણું અથવા પ્રવાહિકા રોગ અતિસારનો ભેદ છે, તે ઝાડાનો રોગ ઉત્પન્ન થાય; અથવા અધઃસ્રસ્ત એટલે કફ અને આમવાયુના ઝાડા થાય. તે ઉપર સુકાયલા એરંડમૂળનો ઉકાળો પીવાથી તેને પચાવેછે.

(ઢાળની બીજી રીત.)

स्निग्धस्य स्नेहनैः कार्यं स्वेदैः स्विन्नस्य रेचनम् ।

મરોડીનો ગોળો કે તેની ઇંટોને ગરમ કરી શેકથી જેનો પરસેવો કાડેલો હોય; તેવા નબળા કે સુવાળા રોગીને ઘી, દુધ, ઇત્યાદિક સ્નેહ પદાર્થ ઢાળને માટે પીવાડવા.

(ઢાળના ઓષડો ખાવાને સાધારણ વખત)

शरदृतौ वसंते च देहशुध्यै विरेचयेत् ॥ १०४ ॥ अन्यदात्य यिके काले शोधनं शीलयेद्बुधः ।

શરદઋતુ અને વસંતઋતુમાં માણસોએ પોતાના શરીરની શુદ્ધી કરવાને ઢાળનું ઓષડ ખાવું; તેથી શરીરની શુદ્ધી થઇ સારી રીતે ચાલે. ઉક્તકાળ એટલે કહેલા વખત વિના, બીજા વખતમાં રોગ ઉત્પન્ન થવાથી, તે વખતે સારા વિદ્વાન, ઉપકારી વૈદોના વિચારથી ઢાળનું ઓષડ લેવું.

(ઢાળનું ઓષડ ખાવા લાયેક રોગી.)

पित्ते विरेचनं दद्यादामोद्भूते गदे तथा ॥ १०५ ॥ उदरे च तथाध्माने कोष्ठशुद्धौ विशेषतः ।

પિત્તવિકાર, આમવાયુ, પેટનો સર્વે રોગ, આધ્માનવાયુ, અને બંદ્ધ કોષ્ટ એટલા રોગીને ઘણું કરીને ઢાળનું ઓષડ આપવું.

(રોગ દૂર થવાને ઢાળની ઉત્કૃષ્ટતા.)

दोषाः कदाचित्कुप्यंति जिता लंघनपाचनैः ॥ १०६ ॥ ये तु संशोधनैः शुद्धा न तेषां पुनरुद्भवः ।

• વાયુ ઇત્યાદિક રોગ ઉપર; લાંઘણ કરવી અને પાચન ઉપાય થવાથી રોગનું શમન થાયછે; તે છતાં એકાદ વખતે ફરીને તેનો કોપ થાયછે; પણ ઢાળનું ઓષડ આપી, રોગને શુદ્ધ કરેલો હોય તો ફરીને પાછો તેનો ઉથલો મારતો નથી.

(ઢાળનું ઓષડ આપવાને જે રોગી લાયેક ગણાય)

जीर्णज्वरी गरव्याप्तो वातरक्ती भगंदरी ॥ १०७ ॥ अर्शपांडूदर-

ग्रंथीहृद्रोगारुचिपीडिताः । योनिरोगप्रमेहार्ता गुल्मप्लीहव्रणार्दिताः ॥ १०८ ॥ विद्रधिच्छर्दिविस्फोटविषूचीकुष्ठसंयुताः । कर्णनासाशिरोवक्त्रगुदमेढ्रामयान्विताः ॥ १०९ ॥ यकृतच्छोथाक्षिरोगार्ताः क्रामिक्षारानिलार्दिताः । शूलिनो मूत्रघातार्ता विरेकार्हा नरा मताः ॥११०॥

હાડપગીનો, ઝીર્ણુતાવ, વચનાગ ઇત્યાદિક ઝેરી વસ્તુ ખાધાનો રોગ, વાતરકતનો શરીર સડો, ભગંદર તથા પેટના રોગોને અગાઉ લખ્યા પ્રમાણે ઢાળ થવાનું ઓષડ આપવું; અને ફરીને લખ્યુંછે કે પેટના રોગવાળાને ઢાળ કરાવવો, તેમાં હર્શ, પાંડુરોગ, ગ્રંથિરોગ કે સર્વે જાતના ગોડ, ગુમડાં, ઉથમી ગાંઠો, પાઠાં વીગરે, હૃદ્રોગ હયાનો, અજીર્ણનો, અરોચક રોગ, પરમો, સ્ત્રિઓનો યોનિરોગ, ગુલ્મ પેટમાં ગોળાનો રોગ, ફેફસાંનો પ્લીહા કે કલ્લુ રોગ નાસુરનો રોગ, વિદ્રધિ પાઠાનો કે ઉથમી ગાંઠનો રોગ, ઉલટીનો, વિસ્ફોટકના ચાઠાનો, મોરચીનો વિષૂચી રોગ, શરીરસડાનો કુષ્ટરોગ, કાનનો રોગ, નાકનો નાશારોગ, મસ્તકરોગ, મુખરોગ, ઝાડાની જગ્યાએ ગુદરોગ, પુરૂષના લિંગને ઉપદંશરોગ, કલેજાનો અને તલ્લીનો યકૃતરોગ, સોઝાનો, આંખનો રોગ, કૃમિરોગ, સોમળ ઇત્યાદિ ખાધાનો ઝેરી રોગ, તીક્ષ્ણ ખાર ખાધાનો રોગ, વાયુકોપનો રોગ, શૂળરોગ, મૂત્રઘાત રોગ; એટલા રોગમાંથી હરએક રોગે દુઃખી જે માણસ હોય, તેને ઢાળનું ઓષડ આપવા લાયેક જાણવું.

(ઢાળનું ઓષડ આપવા લાયેક રોગી ન હોય તે.)

बालवृद्धावतिस्निग्धः क्षतक्षीणो भयान्वितः । श्रांतस्तृषार्तः स्थूलश्च गर्भिणी च नवज्वरी ॥ १११ ॥ नवप्रसूता नारी च मंदाग्निश्च सदात्ययी । शल्यार्दितश्च रूक्षश्च न विरेच्या विजानता ॥ ११२ ॥

બાળક, વૃદ્ધ, બ્રુઝરગ, અતિશે નબળો ઉરઃક્ષત કે હૈયાના રોગે ખસાઇ ગયેલો, બિહકણ, શ્રીમત, તૃષાથી પીડાતો, શરીરે અતિશે ભારે, ગર્ભવાન સ્ત્રી, નવ જાતના તાવનો રોગી, તુર્ત બાળકનો જન્મ આપેલી સુવાવડી સ્ત્રી, મંદાગ્નીનો માણસ, મદાત્ય રોગે પીડાયલો, શલ્ય એટલે કાચ, નખ, કાંટો ઇત્યાદિક શરીરમાં ભરાયલાને શલ્યાર્દિત કહેછે તે, રૂક્ષ એટલે તેજહિણો એટલા રોગીને વિદ્વાન વૈદે ઢાળ થવાનું ઓષડ આપવું નહી.

### (મૃદુ, મધ્યમ કે ક્રૂર કોઠાનો નિયમ)

बहुपित्तो मृदुः प्रोक्तो बहुश्लेष्मा च मध्यमः । बहुवातः क्रूरकोष्ठो दुर्विरेच्यः स कथ्यते ॥ ११३ ॥ मृद्वी मात्रामृदौ कोष्ठे मध्यकोष्ठे च मध्यमा । क्रूरे तीक्ष्णा मता तज्ज्ञैर्मृदुमध्यमतीक्ष्णकैः ॥ ११४ ॥

જે માણસનો કોઠો અતિશે પિત્તકોપેથી ભરેલો હોય, તે મૃદુ એટલે નબળો જાણવો. જેનો કોઠો અતિશે કફકોપે ભરેલો હોય, તે મધ્યમ જાણવો. જેના કોઠામાં અતિશે વાયુકોપ ભરેલો હોય તે ક્રૂર કોઠાનો જાણવો. ક્રૂર કોઠાવાળાને ઢાળ થવાને દુ:ખદાયક હોય છે; કેમકે ઢાળનું ઓષડ તેને આપવા છતાં, વાયુના કોપે તૂર્ત ઝાડાં ન થાય, એમ જાણવું. મૃદુ કોઠો જેનો છે, તેને નબળું ઓષડ થોડા વજને આપવાથી ઝાડા થાય. જેનો મધ્યમ કોઠો હોય તેને મધ્યમ વજને ઓષડ આપવું; જેનો ક્રૂર કોઠો હોય તેને તીક્ષ્ણ ઓષડો વધારે વજને આપવું.

### (મૃદુ મધ્યમાદિક ઓષડો.)

मृदुर्द्राक्षापयश्चंचुतैलैरपि विरिच्यते । मध्यमस्त्रिवृतातिक्ताराजवृक्षैर्विरिच्यते ॥ ११५ ॥ क्रूरः स्नुकूपयसा हेमक्षीरीदंतीफलादिभिः ।

જેનો કોઠો નબળો હોય, તેને દરાખ, દુધ, અને એરંડયા તેલનો જુલાબ આપવો; જેનો કોઠો મધ્યમ હોય તેને નિસોત્તર, કડું, ગરમાળાના ગરનો જુલાબ આપવો; ક્રૂર કે શખ્ત કોઠાવાળાને ચોધારા થુવરનું દુધ, હેમક્ષીરી એટલે પિસોળા, કાંટા ભરેલા ધંતુરાના ફળનો, જે પાળાના બીજનો, ઇંદ્રાવણીનાં મૂળ ઇત્યાદિનો જુલાબ આપવો.

### (ઉત્તમાદિ ભેદથી ઝાડાનું પ્રમાણ.)

मात्रोत्तमा विरेकस्य त्रिंशद्वेगैः कफांतिका ॥ ११६ ॥ वेगैर्विंशतिभिर्मध्या हीनोक्ता दशवेगिका ।

તીસ ઝાડા થવા પછી, છેલ્લા ઝાડામાં કફ પડવાથી ઉત્તમ માત્રા જાણવી. વિસમે ઝાડે કફ પડવાથી મધ્યમ માત્રા જાણવી. છેલ્લા દસમાં ઝાડામાં કફ પડવાથી હીણ માત્રા જાણવી.

(જુલાબના ઢાળ થવા માટે કાડાનું વજન.)

द्विपलं श्रेष्ठमाख्यातं मध्यमं च पलं भवेत् ॥ ११७ ॥ पलार्द्धं च कषायाणां कनीयस्तु विरेचनम् ।

ઢાળ થવા માટે આઠ તોલાના વજને કાડો, આપવાથી ઉત્તમ માત્રા જાણવી. ચાર તોલાના વજને કાડો આપવાથી મધ્યમ માત્રા જાણવી. અને બે તોલાના વજને કાડો પીધાથી કનિષ્ટ માત્રા જાણવી.

(ઢાળ વિશે ઓષડની ચટણી, લાડું કે ચૂર્ણનું વજન.)

कल्कमोदकचूर्णानां कर्षं मध्वाज्यलेहतः ॥ ११८ ॥ कर्षद्वयं पलं वापि वयोरोगाद्यपेक्षया ।

ચટણી, લાડું અને ચૂર્ણનું હરએક ઓષડ એક એક તોલો લેવું; તેમાં મધ અથવા ઘી સાથે મેળવીને ઢાળ થવા માટે આપવું. પણ જરૂર પડે તો ઉમ્મર અને રોગનું બળ જોઇ બેથી ચાર તોલા સુધી આપવું.

(ઢાળના ઓષડમાં નિસોત્તર વાપરવાની રીત.)

पित्तोत्तरे त्रिवृच्चूर्णं द्राक्षाक्काथादिभिः पिबेत् ॥ ११९ ॥ त्रिफलाक्काथगोमूत्रैः पिबेद्व्योषं कफार्दितः । त्रिवृत्सैंधवशुंठीनां चूर्णमम्लैः पिबेन्नरः ॥ १२० ॥ वातार्दितो विरेकाय जांगलानां रसेन वा ।

પિત્ત કોપ પ્રકૃતિ હોય તો નિસોત્તરનું ચૂર્ણ, દરાખના કાડામાં મેળવીને આપવું; અથવા ગુલકંદ કે ગુલાબનાં ફુલ, વરિયાળી ઇત્યાદિકના કાડામાં આપવું. કફ કોપ પ્રકૃતિને ત્રિફળાના કાડામાં; ગાયનું મૂત્ર અને વ્યોષ એટળે સુંઠ, મરી, પીપરનું ચૂર્ણ મેળવીને આપવું. વાયુ કોપ પ્રકૃતિને ઢાળ થવા માટે; નિસોત્તર, સિંધાલુણ, સુંઠનું ચૂર્ણ લીંબુના રસમાં અથવા (અમ્લે) એટલે જંબીરાના રસમાં, અથવા હરણ કે બકરાના માંસના રસમાં આપવું.

(ઢાળ થવાના બીજા ઓષડોથી ઉપાય.)

एरंडतैलं त्रिफलाक्काथेन द्विगुणेन च ॥ १२१ ॥ युक्तं पीत्वा पयोभिर्वा न चिरेण विरिच्यते ।

એરંડયા તેલથી બમણા વજને ત્રિફળાનો કાડો મેળવીને પીવું. બમણા વજને દૂધમાં એરંડયું તેલ મેળવીને પીવું; તેથી તુર્ત ઝાડા થાયછે.

(વર્ષા રૂતુમાં ઢાળ લેવાને ઓષડો)

त्रिवृता कौठबीजं च पिप्पली विश्वभेषजम् ॥ १२२ ॥ समृद्धीकारसक्षौद्रं वर्षाकाले विरेचनम् ।

વર્ષા રૂતુમાં નિસોત્તર, ઇંદ્રજવ, પિપર, સુંઠ, દરાખના ઉકાલામાં; મધ મેળવીને ગરમાગરમ પીવું.

(શરદ રૂતુમાં ઢાળ લેવાનાં ઓષડો.)

त्रिवृद्दुरालभा मुस्ता शर्करा दिव्यचंदनम् ॥ १२३ ॥ द्राक्षांबुना सयष्टीकं शीतलं च घनात्यये ।

. નિસોત્તર, ધમાસો, નાગરમોથ, ખડીસાકર, સફેદ ચંદન, જેઠીમધ, એટલા ઓષડોનું ચુર્ણ કરી દરાખના પનાહમાં મેળવીને મૃદુકોઠા વાલાએ પીવું; એ ઓષડ શીતળ છે. મધ્ય અને ક્રુર કોઠાવાળા એ ત્રિકુટ મેળવવું.

(હેમંત રૂતુમાં ઢાળ લેવાના ઓષડો.)

त्रिवृतां चित्रकं पाठा भजाजीं सरलां वचाम् ॥ १२४ ॥ हेमक्षीरीं च हेमंते चूर्णमुष्णांबुना पिबेत् ।

નિસોત્તર ચિત્રક, પહાડમૂળ, જીરૂ, દેવદાર. ઘોડાવજ, હેમક્ષીરી એટલે પિળાલા અથવા પીલા ફુલનો કાંટાવાળો ધંતૂરો એટલાનું ચુર્ણ કરી, ગરમ પાંણી સાથે મેળવીને પીવાથી ઢાળ થાયછે.

((શશિર અને વસંત રૂતુમાં ઢાળ લેવાના ઓષડ)

पिप्पली नागरं सिंधुश्यामा त्रिवृतया सह ॥ १२५ ॥ लिहेत् क्षौद्रेण शिशिरे वसंते च विरेचनम् ।

પિપર, સૂંઠ, સિંધાલૂણ વરધારા, નિસોત્તર; એ પાંચ ઓષડોનું ચૂર્ણ મધમાં કાલવીને ઉપલી બેહુ રૂતુમાં ચાટવાથી ઝાડા થાયછે.

(ગ્રીષ્મ રૂતુમાં જુલાબ લેવાના ઓષડો.)

त्रिवृता शर्करातुल्या ग्रीष्मकाले विरचनम् ॥ १२६ ॥

નિસોત્તરના ચૂર્ણને સરખે વજને સાકર મેળવી ફાકવું; તે ઉપર ગરમ પાણી પીવું, તેથી ઢાળ થાયછે.

(શુધ્ધેથી ઢાલ થવાને અભયાદિ લાડવા.)

अभया मरिचं शुंठी विडंगामलकानि च । पिप्पली पिप्पलीमूलं त्वक्पत्रं मुस्तमेव च ॥ १२७ ॥ एतानि समभागानि दंती च द्विगुणो भवेत् । त्रिवृदष्टगुणा ज्ञेया षड्गुणा चात्र शर्करा ॥ १२८ ॥ मधुना मोदकं कृत्वा कर्षमात्रप्रमाणतः । एकैकं भक्षयेत्प्रातः शीतं चानुपिबेज्जलम् ॥ १२९ ॥ तावद्विरिच्यते जंतुर्यावदुष्णं न सेव्यते । पानाहारविहारेषु भवेन्निर्यंत्रणं सदा ॥ १३० ॥ विषमज्वरमंदाग्निपांडुकासभगंदरान् । दुर्नामकुष्ठगुल्मार्शो गलगंडभ्रमोदरान् ॥ १३१ ॥ विदाहप्लीहमेहांश्च यक्ष्माणं नयनामयान् । वातरोगं तथाध्मानं मूत्रकृच्छ्राणि चाश्मरीम् ॥ १३२ ॥ पृष्ठपार्श्वोरुजघनकट्यूदररुजं जयेत् । सततं शीलनादेष पलितानि विनाशयेत् ॥ १३३ ॥ अभयामोदका ह्येते रसायनवराः स्मृताः ।

શુરવારી હરડે, મરી, સુંઠ, વાવડિંગ, આંમળા, પિપર, પિપળીમૂળ, તજ, તમાલપત્ર, નાગરમોથ; એ દશ ઓષડો એકેક તોલો તથા દાંતણીના મૂળ બે તોલા, નિસોત્તર આઠ તોલા, ખડીશાકર છ તોલા; સર્વેનું ચુર્ણ મધમાં મેળવી તેમાંથી એકેક તોલાના લાડવા કરવા; પછી એકેક લાડવો પ્રાતઃકાળે ખાવો, તે ઉપર શિત્તળ પાણી પીવું. જયાંસુધી ઝાડા થાય તેટલા વખત સુધી ગરમ વસ્તુ ખાવી નહી; અને પીવા ખાવાની હરએક વસ્તુ કે મેહનતનું કામ નેમ પ્રમાણેજ કરવું. તેથી વિષમજ્વર, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, ખાંસી, ભગંદર, શરીરસડાનો કુષ્ટરોગ, પેટમાં ગોળાનો રોગ, હર્શ, ગળગંડ, ભ્રમણ, પેટનો સર્વે રોગ, બળત્તરની વિદાહ, કમળો, પરમો, ક્ષયરોગ, રાજયક્ષ્મા, આંખનો રોગ, વાયુનો રોગ, પેટ ફુગવાનો રોગ, મુત્રકૃચ્છ્ર, પિશાબ અટકાવાનો, પિશાબમાં પથરીનો, વાંસાનો શૂળ કે રોગ, પાસળાનો, કંબરનો, જાંગનો પગની પોટલીનો, ઉપલા સર્વે રોગ દૂર થાય. તે હમેશાં ખાધાથી જુવાનીમાં થયેલા સફેદ વાળ કાળા થાય. તેને અભયામોદક કહેછે, એ લાડવા ઉત્તમ પ્રકારનું રસાયણરૂપ છે.

(જુલાબને મદતકર્તા ઉપાય.)

पीत्वा विरेचनं शीतजलैः संसिच्य चक्षुषी ॥ १३४ ॥ सुगंध किंचिदाघ्राय तांबूलं शीलयेन्नरः ।

ઢાળ થવાને ઓષડની માત્રા ખાધા પછી, તેની આંખોને ઠંડુ પાણી લગાડી લુછી નાંખવું; અને સારી સુગંધી અથવા ફુલની ખુશબો લેવાને આપવૂ. પાન ઇત્યાદિકનું બિડું ખાવાને આપવું. ઉપલો ઉપાય કીધાથી ઉત્તમ પ્રકારે ઢાળ થાયછે.

(જુલાબનું ઓષડ ખાધા પછીનો ઉપાય.)

निर्वातस्थोनवेगांश्च धारयेन्न स्वपेत्तथा ॥ १३५ ॥ शीतांबु न स्पृशेत्क्वापि कोष्णनीरं पिबेन्मुहुः ।

ઢાળ થતી વખતે, પવન આવતી જગ્યાએ ન બેશવું, પિશાબ, ઝાડો કે વાયુ ઇત્યાદિક છૂટે; તેનો વેગ અટકાવવો નહી, નિંદરા કરવી નહી, ઠંડા પાણીને અડકવું નહી. પાણીને ગરમ કરી હુફાયલુ વારંવાર તૃષા લાગેથી પીતા રહેવું. તેથી ઢાળ સારી રીતે થાયછે.

(ઓષડ ખાધાથી, ઉલટી અને ઝાડામાં બાહાર પડતી વસ્તું.)

बलासौषधपित्तानि वायुर्वांते तथा व्रजेत् ॥ १३६ ॥ रेकात्तथामलं पित्तं भेषजं च कफो व्रजेत् ।

ઉલટીનું ઓષડ ખાધાથી, કફ અને ખાધેલુ ઓષડ, પિત્ત કોપ અને વાયુ કોપ એટલી વસ્તુ ઉલટીસાથે બહાર પડેછે; તેમજ ઢાળનું ઓષડ ખાધાથી પિત્ત કોપ ખાધેલુ ઓષડ કફ કોપ ઝાડાસાથે બહાર પડેછે.

(જુલાબનું ઓષડ ખાવાથી, ઢાળ સારી રીતે ન થવાથી રોગ.)

दुर्विरक्तस्य नाभेस्तु स्तब्धत्वं कुक्षिशूलता ॥ १३७ ॥ पुरीषवातसंगश्च कंडूमंडलगौरवाः । विदाहोरुचिराध्मानं भ्रमश्छर्दिश्च जायते ॥ १३८ ॥

જુલાબ સારી રીતે ન થવાથી, માણસની ડૂંટીની જગ્યાએ સ્તબ્ધતા; એટલે સ્થિરતા બંધાવું તથા પાસળામાં શૂળ, મળમૂત્ર અને વાયુની

અપ્રવૃત્તિ, એટલે ફરતા વાયુનો અટકાવ થઇ; શરીરમાં ખજવાળ, ટીમણુ ઉત્પન્ન થઇ શરીર ભારે થાય, બળતરા, અરૂચિ, પેટ ફુગવાનો રોગ, ભ્રમતા, ઉલટી ઇત્યાદિ રોગ થાય.

(ઓષડ ખાધાથી, જેને સારી રીતે જુલાબ ન થવાથી ઉપાય.)

तं पुनः पाचनैः स्नेहैः पक्त्वा संस्नेह्य रेचयेत् । तेनास्योपद्रवा यांति दीप्तोऽग्निर्लघुता भवेत् ॥ १३९ ॥

જે રોગીને સારી રીતે ઢાળ ન થવાથી, તેને આરગ્વધાદિ નામે પાચન ઓષડ આપી, આમનું પાચન કરાવવું; પછી તેને સ્નેહ પાન એટલે ઘી પીવડાવી, કોઠાને ચિકણો કે સૂવાલો કરી; ફરીને ઢાળ થવાનું ઓષડ આપવું. તેથી સર્વે રોગ દૂર થાય, કોઠાની અગ્નિ પ્રદીપ્ત, થાય, અને શરીર હલકુ પડે.

(જુલાબના ઝાડા અતિ થવાથી, કેટલા ઉપદ્રવ થાયછે.)

विरेकस्यातियोगेन मूर्च्छाभ्रंशो गुदस्य च । शूलः कफातियोगः स्यान्मांसधावनसंनिभम् ॥ १४० ॥ मेदोनिभं जलाभासं रक्तं चापि विरिच्यते ।

જે રોગીને ઝાડા અતિશે થાય; જેને મૂર્છા આવે, ઝાડાની જગ્યાએ ગુદમાર્ગે વેદના અને શૂળ થાય; ઝાડાસાથે કફ વધારે પડે, માંસના ધોવણ જેવો ઝાડો થાય, મેદના જેવો કે ચરબીના પાણી જેવો ઝાડો થઇ તેમાં લોહી પડે.

(ઓષડથી ઝાડા અતિશે થવા લાગે તેનો ઉપાય.)

तस्य शीतांबुभिः सिक्तं शरीरं तंदुलांबुभिः ॥ १४१ ॥ मधुमिश्रै-स्तथा शीतैः कारयेद्वमनं मृदु ।

ઓષડથી અતિશે ઝાડા થવા લાગે તો, ઠંડાપાણીથી રોગીના શરીરને ભીંજવવું; અને તેથી પણ ઝાડા બંધ ન થાય તો, ચોખાના ધોવણમાં મધ મેળવીને પીવાડવું; તેથી હલકી ઉલટી થઇ ઢાળ બંધ થશે.

(ઓષડથી જુલાબ વધારે થાય, તેને બંધ કરવાનો બીજો ઉપાય.)

सहकारत्वचः कल्को दध्ना सौवीरकेन वा ॥ १४२ ॥ पिष्टो नाभिप्रलेपेन हंत्यतीसारमुल्बणम् ।

આંબાની છાલ ગાયના દહીમાં અથવા સૌવીર એટલે કાચા જવ અથવા શેકેલા કુટીને મંટોડીના હાંડલામાં ભરી, તેમાં પાણી નાખી તેનું મોહ બાંધી ત્રણ દિવસ રાખવું. તેને સૌવીર કહેછે. તેવી રીતે ઘઊનું થાય, તેને રાબકે કાંજી પણ કહેછે. તે પીધાથી અને કુટીને લેપ કરેથી ઢાળ બંધ થાય. તે વિશે ટીકાકારી લખેછે કે, મંટોડીના હાંડલામાં સરસ્યુ તેલ ચોપડી, તેમાં પાણી ભરી; રાઈ, જીરૂ, સીંધાલૂણ, હિંગ, સૂંઠ, હલદ છ ઓષડોનું ચૂર્ણ. ચોખાની કાંજી કે કુળઠીનો કાઢો, બાંબુના પાંત્રા, સર્વે તેમાં ભરી તેના અજમાસે ઘીમાં, તળેલા અડદના પાંચ દશ વડા નાખી, હાંડલાનું મોહ બાંધી, ત્રણ દિવસ રાખીને પછી પીવું, તેથી જુલાબ બંધ થાયછે.

(જુલાબના ઝાડા બંધ થવાનો ત્રીજો ઉપાય.)

अजाक्षीरं पिबेद्वापि वैष्किरं हारिणं तथा ॥ १४३ ॥ शालिभिः षष्टिकैः स्वल्पमसूरैर्वापि भोजयेत् । शीतैः संग्राहिभिर्द्रव्यैः कुर्यात्संग्रहणं भिषक् ॥ १४४ ॥

જુલાબ બંધ થવાને બકરીનું દૂધ પીવું, અથવા શકુની પક્ષીનો, બકરા કે હરણના માંસનો ઉકાળો પીવો; સાઠ દિવસે પાકેલા ચોખાની કે મશૂરની જાડી રાબ કાંજી પીવી. દાડમ ઇત્યાદિક ઠંડા અને ભૂખ લગાડનાર પદાર્થો ખાવા.

(શારી રીતે જેને જુલાબ થવાથી લક્ષણ.)

लाघवे मनसस्तुष्ट्यामनुलोमे गतेनिले । सुविरक्तं नरं ज्ञात्वा पाचनं पाययेन्निशि ॥ १४५ ॥

જુલાબ સારી રીતે થવાથી; શરીરે હલકાપણું, મનને ખુશીપણું, વાયુ પોતાની જગ્યાએ ફરે અને છૂટે, એટલા લક્ષણો થાય. પછી તેને રાત્રે પાચન ઓષડ એટલે એરંડમૂળ, સુંઠ, ધાણા; ત્રણ ઓષડોનો કાઢો કરી પીવો.

(જુલાબનુ ઓષડ ખાધાથી લક્ષણો થાય.)

इंद्रियाणां बलं बुद्धेः प्रसादोवन्हिदीप्तता । धातुस्थैर्यं वयःस्थैर्यं भवेद्रेचनसेवनात् ॥ १४६ ॥

માણસોએ ઢાળનું ઓષડ સેવવાથી, શરીરની ઇંદ્રિયો બળવાન થાય; બુદ્ધિ પ્રસન્ન રહે, કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય, અને ધાતુ તથા ઉમ્મરને સ્થિરપણું થાય છે.

(હાળનું ઓષડ ખાધાથી, કેટલા પદાર્થ માટે દૂર રહેવું.)

प्रवातसेवाशीतांबुस्नेहाभ्यंगमजीर्णताम् । व्यायामं मैथुनं चैव न सेवेत विरेचितः ॥ १४७ ॥

જે માણસને જુલાબ થવા પછી, અતિશે પવનમાં બેશવું કે ફરવું નહિ, ઠંડુ પાણી પીવું નહી; તેલ ઇત્યાદિક ચિકાસ શરીરે મરદન ન કરવી, અજીર્ણકર્તા ભારી પદાર્થ ખાવા નહી, સ્ત્રિનો સંગ કે અતિ મેહનત ન કરવી.

(હાળનું ઓષડ ખાધા પછી પરેહુજીની જણસો.)

शालिषष्टिकमुद्‌गाद्यैर्यवागूं भोजयेत्कृताम् । जांगलैर्विष्किराणां वा रसैः शाल्योदनं हितम् ॥ १४८ ॥

જુલાબ થવા પછી પરેહજી રાખવાને, સાઠ દિવસે પાકેલા ચોખા કે મગ ઇત્યાદિક અન્ન, મનને ગમતા હલકા અનાજનો યવાગૂ એટલે તેવા અનાજથી છ ઘણું પાણી નાખી, તેની જાડી કાંજી કરીને પીવી. અગર હરણ, બકરા, શકુન પક્ષી, કે મરઘા ઇત્યાદિકના માંસની રાબકે કાંજીમાં બાફેલા ચોખાનો ભાત મેળવીને ખાવો.

---

# अथ पंचमोऽध्याय प्रारंभ.

## અથ પાંચમો અધ્યાય પ્રારંભ.

### બસ્તિની વિધિ.

(ઓષડની પીચકારી મારી, રોગનું શોધન કરવું.)

बस्तिर्द्विधानुवासाख्यो निरूहश्च ततः परम् । यः स्नेहैर्दीयते स स्यादनुवासननामकः ॥ १४९ ॥ कषायक्षीरतैलैर्यो निरूहः स निगद्यते । बस्तिभिर्दीयते यस्मात्तस्माद्बस्तिरिति स्मृतः ॥ १५० ॥

બસ્તી એટલે અંડની કોથલી જેવી પિચકારી થાય; તેવી એક કોથલીમાં ઓષડ ભરી નળી મારફતે પિચકારી મારવી; તેજ નળીના મોહમાં બે ભાગ જુદા પાડેલા હોય. એકમાંથી ઓષડ જાય; બીજામાંથી ઓષડ, અને મળમૂત્ર પાછુ આવી બીજા ભાગની કોથલીમાં ભરાય છે. ગુદાદિક

એટલે ગાંડ ઇત્યાદિક જગ્યામાં ઓષડની પીચકારી મારવી; તેને બસ્તિકર્મ કહેછે. તે બસ્તિકર્મમાં બે ભેદ છે; એકને અનુવાસન; અને બીજાને નિરૂહ કેહેછે. ઘી અને તેલ ઇત્યાદિક સ્નેહ ભરી પીચકારી મારેછે, તેને અનુવાસન બસ્તિ કહેછે. કાડો, દુધ, તેલ, એકઠાં કરીને પીચકારી મારેછે, તેને નિરૂહ બસ્તિ કહેછે.

(પ્રથમ અનુંવાસન બસ્તિનો પ્રકાર.)

तत्रानुवासनाख्यो हि बस्तिर्यः सोत्र कथ्यते । पूर्वमेव ततो बस्तिर्निरूहाख्यो भविष्यति ॥ १९१ ॥ निरूहादुत्तरं चैव बस्तिः स्यादुत्तराभिधः । अनुवासनभेदश्च मात्राबस्तिरुदीरितः ॥ १९२ ॥ पलद्वयं तस्य मात्रा तस्मादर्धापि वा भवेत् ।

ઉપર લખેલી બેહું બસ્તિમાંથી, અનુવાસન નામે બસ્તિ છે; તેની માત્રા ઘી તેલ ઇત્યાદિક સ્નેહની ચારથી આઠ તોલા સુધી ભરવું; અને નિરૂહ બસ્તિનો વૃત્તાંત પાછળથી જણાસે.

(કેટલા રોગી અનુંવાસન બસ્તિને લાયેક.)

अनुवास्यस्तु रूक्षः स्यात्तीक्ष्णाग्निः केवलानिली ॥ १९३ ॥

અનુવાસ્ય એટલે શરીરે ગોડ, ગુમડા, ગાંઠ, ફોડકા; રૂક્ષ એટલે સ્નેહપાન રહિત, અને જેના કોઠાની અગ્નિ પ્રદીપ્ત હોય તેવા, વાયુકોપના રોગીને, અનુંવાસનબસ્તી ઘી, તેલનો પ્રયોગ કરવો.

(કેટલા રોગી અનુંવાસન બસ્તીને લાયેક નહી, પણ નિરૂહ બસ્તીને લાયેક.)

नानुवास्यस्तु कुष्ठी स्यान्मेही स्थूलस्तथोदरी । आस्थाप्या नानुवास्याः स्युरजीर्णोन्मादतृड्युताः ॥ १९४ ॥ शोकमूर्च्छारुचिभयश्वासकासक्षयातुराः ।

કુષ્ટી, મેહી અટલે પરમાના રોગી; સ્થૂળ, ઉદરી એટલે જાડો અને મોટા પેટવાળો માણસ, પેટનો રોગી; બેહું રોગી અનુંવાસન બસ્તીના પ્રયોગને લાયક નહી. અજીર્ણરોગી, ઉન્માદ રોગી, તૃષા, શોક, મૂર્છા, અરૂચી, ભય, શ્વાસ, ખાંશી, ક્ષયરોગી; એટલા રોગીને આસ્થાપ્ય એટલે નિરૂહબસ્તીને લાયેક જાણવા.

(પિચકારી અથવા બસ્તિનું મુખ, સુવર્ણાદિક નળીનું કરવું.)

नेत्रं कार्यं सुवर्णादिधातुभिर्वृक्षवेणुभिः ॥ १५५ ॥ नलैर्दन्तैर्विषाणाग्रैर्मणिभिर्वा विधीयते ।

નેત્ર એટલે આડા ઇત્યાદિક જગ્યાએ, પિચકારી મારવાની નળીનું મુખ; સોનું ઇત્યાદિક ધાતુનું, વાંસનું, દેવનળનું, હાથીદાંતનું, શિંગડાનું, અગરના લાકડાનું, બિલોરનું, સ્ફટીક ઇત્યાદિક હરપેક મણીનું કરવું.

(રોગીની ઉંમર પ્રમાણે પિચકારીની લંબાઈ.)

एकवर्षात्तु षड्वर्षं यावन्मानं षडंगुलम् ॥ १५६ ॥ ततो द्वादशकं यावन्मानं स्यादष्टसंयुतम् । ततः परं द्वादशभिरंगुलैर्नेत्रदीर्घता ॥१५७॥

બસ્તીની નળી એક વર્ષથી છ વર્ષની ઉમ્મર સુધી, રોગીના છ આંગળ લાંબી રાખવી, અને છ વર્ષથી બાર વર્ષસુધી આઠ આંગળની બાર વર્ષની ઉમ્મર પછી બાર આંગળની લાંબી જાણવી.

(પિચકારીની નળીના વિંધનું માપ.)

मुद्गच्छिद्रं कलायाभं छिद्रं कोलास्थिसंनिभम् । यथासंख्यंभवेन्नेत्रं; श्लक्ष्णं गोपुच्छसन्निभम् ॥ १५८ ॥ आतुरांगुष्ठमानेन मूले स्थूलं विधीयते । कनिष्ठिकापरीणाहमग्रे च गुटिकामुखम् ॥ १५९ ॥ तन्मूले कर्णिके द्वे च कार्ये भागाच्चतुर्थकात् । योजयेत्तत्र बस्तिं च बंधद्वयविधानतः ॥ १६० ॥

જે પિચકારી છ આંગળ લાંબી નળી હોય, તેનો વિંધ મગના દાણા જેટલો ઝીણો રાખવો. આઠ આંગળ નળી લાંબી હોય તેનો વિંધ તુવરના દાણા પ્રમાણે રાખવો. બાર આંગળ લાંબી હોવ તેનો વિંધ બોરના ઠલીયા જેટલો રાખવો. એપ્રમાણે અનુક્રમે નળીનો વિંધ કરવો; તે નળીને ચિકાસ લગાડી ચિકણી રાખવી, ગાયના પૂછડા જેવી ઢળતી કરવી, નળીના મૂળ તરફનો છેડો, રોગીના અંગુઠા જેટલો જાડો રાખવો; તેનો વચલો ભાગ અંગુઠા પાસેની આંગલી જેટલો જાડો ગોળાકારે રાખવો. તેના ત્રણ ભાગ મુકી, ચોથે ભાગે ખુલેલા કમળફુલ જેવું ગોળાકારે ફ-રવાને; હરણ ઇત્યાદિકના, અંડનો અથવા ફુક્કાની; બસ્તિ નળી ઉપર ચહડાવી, તે ઉપર બે ચાર બંધ બાંધી તેની સાંધને મેળવવી.

(બસ્તિ માટે કેટલા જનાવરનો આંડ કે ફુક્કો કામે પડે.)

मृगाजसूकरगवां महिषस्यापि वा भवेत् । मूत्रकोशस्य बस्तिस्तु तदलाभेन चर्मजः ॥ १६१ ॥ कषायरक्तः सुमृदुबस्तिः स्निग्धो दृढो हितः ।

હરણ, ડુંકર, બકરાં, બળદ, પાડા; એટલા જનાવરના આંડની કોથલી બસ્તિના ઉપયોગમાં આવેછે. તે ન મળેતો તેના ચામડાની કોથલી કરવી. બોરડી, તરવડ અથવા ધાવરાના ઝાડની છાલના કાડામાં તેને રંગી સુંવાલી કરવી.

(શરીરે એક હજાર જાતના, ઝિણા વિંધના રોગો થાયછે, તેને સાફ કરવાને બસ્તીનું માપ.)

व्रणबस्तेस्तु नेत्रं स्यात् श्लक्ष्णमष्टांगुलोन्मितं ॥१६२॥ मुद्गच्छिद्रं गृध्रपक्षनलिकापरिणाहि च ।

શરીરે એક હજાર જાતના ગડગુમડા ઇત્યાદિક રોગની ગાંઠો થાય છે; તે ઝીણા વીંધવાળા રોગને, ઓષડથી સાફ કરવાને, બસ્તિનો ઉપયોગ કરવો. પિચકારીની નળીનું નેત્ર એટલે તેની લંબાઇ, રોગીના આઠ આંગળ રાખવી; તેના મુખનો વિંધ મગના દાણા જેટલો; અને તે ગિધ પક્ષીના ગળાની, નળીના આકારે રાખવો. તે ચિકાસ ભરેલી રાખવી જોઇએ.

(બસ્તીના ગુણ.)

शरीरोपचयं वर्णं बलमारोग्यमायुषः ॥ १६३ ॥ कुरुते परिवृद्धिं च बस्तिः सम्यगुपासितः ।

ઉત્તમ પ્રકારે બસ્તીનું સેવન કરેથી; શરીરની વૃદ્ધિ, કાંતીવાન, બળવાન, નિરોગી, આયુષની વૃદ્ધી એટલા ગુણો શરીરે ઉત્પન્ન થાયછે.

(બસ્તી સેવન કરવાનો વખત.)

दिवसांते वसंते च स्नेहे बस्तिः प्रदीयते ॥१६४॥ ग्रीष्मवर्षाशरत्काले रात्रौ स्यादनुवासनम्। नचातिस्निग्धमशनं भोजयित्वानुवासयेत् ॥ १६५ ॥ मदं मुर्च्छां च जनयेद् द्विधा स्नेहः प्रयोजितः । रुक्ष भुक्तवतोत्यन्नं बलं वर्णश्च हीयते ॥ १६६ ॥

वसंत ऋतुमां, स्नेहबस्ति एटले घी, तेल इत्यादिनी बस्ती, सां-झनी वखते मारवी. ग्रीष्मऋतु, वर्षाऋतु अने शरदऋतुमां रात्रे मारवी; पण ते रोगीए अतिशे स्निग्ध एटले घी तेलना पदार्थनुं भोजन, प्रथम कीधाथी बस्तिनुं कर्म करवुं नही; केमके तेथी उन्मत्तपणुं, मूर्छा उत्पन्न थायछे. अगर अतिशे रूक्ष के कोळना पदार्थ, खाधा पछी बस्ति कर्म थवाथी, रोगीना बळ अने कांतिनी हाणी थाय. एवी रीते बे प्रकारे रोगीने नुकशान थायछे.

(बस्तीमां ओछी अथवा वधारे मात्रा भरेथी तेनुं फळ.)

हीनमात्रावुभौ बस्ती नातिकार्यकरौ स्मृतौ । अतिमात्रौ तथाना-हक्लमातीसारकारकौ ॥ १६७ ॥

अनुंवासन बस्ति अने निरूहबस्तिनी अल्प मात्रा थवाथी, रो-गीने घणो फायदो थाय नही; वधारे मात्रा थवाथी; आनाहरोग, ग्लानि, अतिसार इत्यादि रोग उत्पन्न थायछे.

(बस्तिथी उत्तम मात्रानुं फळ.)

उत्तमस्य पलैः षड्भिर्मध्यमस्य पलैस्त्रिभिः । पलाद्यर्द्धेन हीनस्य युक्ता मात्राऽनुवासने ॥ १६८ ॥

उत्तम प्रकारे जे रोगीना शरीरमां बळ होय, तेने अनुंवासन बस्ति २४ तोलासुधी मात्रानी हद छे मध्यम बळना रोगीने १२ तो-लानी, नबळा रोगीने ६ तोला जाणवी.

(स्नेहमां सिंधालूण, इत्यादिक मेळववानुं वजन.)

शताह्वासैंधवाभ्यां च देयं स्नेहे च चूर्णकम् । तन्मात्रोत्तममध्यांत्याः षट्चतुर्द्वयमाषकैः ॥ १६९ ॥

शतावरी अने सिंधालूण बेहुंनुं चूर्ण, अनुंवासन बस्तीमां मेळव-वाने अर्धो तोलो एटले ६ माशांनी उत्तम मात्रा जाणवी. चार मा-शांनी मध्यम मात्रा जाणवी. बे माशांनी कनिष्ठ मात्रा जाणवी.

(ढाळ थवा पछी, अनुंवासन बस्तिनो प्रकार.)

विरेचनात्सप्तरात्रे गते जातबलाय च । भक्तान्नायानुवास्याय ब-स्तिर्देयोऽनुवासनः ॥ १७० ॥

રોગીએ જુલાબનું ઓષડ આપ્યાથી સાત રાત્ર પછી શરીરમાં બળ આવવાને હલકુ ભોજન કરાવી, અનુંવાસન બસ્તિને લાયેક હોય તો પિચકારી લાગુ કરવી.

(બસ્તી લગાડવા અગાઉ ઉપાય.)

अथानुवास्यं स्वभ्यक्तमुष्णांबु स्वेदितं शनैः । भोजयित्वा यथाशास्त्रं कृतं चक्रमणं ततः ॥ १७१ ॥ ऊत्सृष्टा निलविण्मूत्रं योजयेत्स्नेहबस्तिना । सुप्तस्य वामपार्श्वेन वामजंघाप्रसारिणः ॥ १७२ ॥ कुंचितापरजंघस्य नेत्रं स्निग्धे गुदे न्यसेत् । बध्वा बस्तिमुखं सूत्रं वामहस्तेन धारयेत् ॥ १७३ ॥ पीडयेद्दक्षिणेनैव मध्यवेगेन धीरधीः जृंभाकासक्षवादींश्च बस्तिकाले न कारयेत् ॥ १७४ ॥

અનુંવાસન બસ્તી માટે જે રોગી લાયેક હોય, તેના શરીરે પ્રથમ તલનું તેલ મરદન કરી, ગરમ પાણીથી શેકી શરીરનો હલકો પરસેવો કાડી, તેને ચોખાની રાબ કે કાંજી સારી રીતે પીવડાવી થોડુંક ચલાવવું; વખતે રોગીને પિશાબ ઝાડાની કે પાદવાયુ છૂટવાની હાજત થઈ હોય તો પુરી કરાવવી, પછી રોગીને બસ્તી કર્મ કરવાને ડાબે પડખે સુવાડવો; અને ડાબો પગ તેનો લાંબો કરાવવો, જમણો પગ ઉભો રાખવો, અને ગુદ એટલે ઝાડાની જગ્યાએ ઘી મુકી ચીકણી કરવી. તે પછી બસ્તિની નળીના મોહને શુતર વિટાળી; તેને ગુદમાં ભરાવી વૈદે ડાબે હાથે વચલી નળીને મજબુત પકડી, જમણે હાથે આસ્તેથી કોથળી દબાવીને ખાલી કરવી, તે વખતે રોગીને બગાશું, ખાંશી કે છીક આવવા ન દેવી. એજ પ્રમાણે પિચકારીમાં ઓષડ ભરી મરાયેછે.

(પિચકારી મારવાનો નેમ.)

त्रिंशन्मात्रामितः कालः प्रोक्तो बस्तेस्तु पीडने । ततः प्रणिहितः स्नेह उत्तानो वाक्शतं भवेत् ॥ १७५ ॥

અગાઉ લખેલા માપની પિચકારી ભરીને તિશ વખતે મારવાનો નેમ જાણવો. ઘી, તેલ ઇત્યાદિ સ્નેહ પિચકારી મારશ્તે ભીતર, દરેક વખતે જવા પછી, એકથી શો અંક ભણવા સુધી, રોગીને ચત્તો સુવાડવો.

(કેટલા વખતમાં માત્રા પૂરી કરવી.)

जानुमंडलमावेष्टय कुर्याच्छोटिकया युतम् । एका मात्रा भवेदेषा सर्वत्रैष विनिश्चयः ॥ १७६ ॥

બસ્તિમાર્ગે પિચકારી મારેથી, ઓષડનો સ્પર્શ ગુડણ સુધી ભિત્તર લાગે, એમ હાથનો ફેરો ફેરવીને ચપટી વગાડવી. તેટલા વખતની એક માત્રા થયેલી જાણવી.

(પીચકારી મારવાની કીર્યા કીધા પછીનો ઉપાય.)

प्रसारितैः सर्वगात्रैर्यथावीर्यं प्रसर्पति । ताडयेत्तलयोरेनं त्रीन् वारांश्च शनैः शनैः ॥ १७७ ॥ फिजश्चैवं ततः श्रोणीं शय्यां चैवोत्क्षिपेत्ततः । जाते विधाने तु ततः कुर्यान्निद्रां यथासुखम् ॥ १७८ ॥

ઓષડની પિચકારી મારવા પછી, રોગીના હાથ પગ ઇત્યાદિક, સર્વે ગાત્રોના સાંધા ઢીલા મુકી લાંબા કરાવવા, તેથી કરીને રસાદિક ધાતુ પોતાના સર્વે સ્થાનોમાં જાયછે; અને રોગીના હાથપગના તલીયાને હલકા હાથે ત્રણ ત્રણ વખતે બુકીઓ મારીને ચંપી કરવી, તેમજ જાંગને, વાંસાને, પણ ચંપી કરી, રોગીને પલંગ ઉપર સુવાડવો, એ પ્રમાણે વિધિ થવા પછી રોગીને ખુબ નિદરા આવશે.

(બસ્તી કર્મ સારી રીતે થવાથી તેનો ગુણ.)

सानिलः सपुरीषश्च स्नेहः प्रत्येति यस्य तु । उपद्रवं विनाशीघ्रं स सम्यगनुवासितः ॥ १७९ ॥

ગુદની માંહિ ગએલો જે સ્નેહ, તે વાયુ અને મળ ઇત્યાદિક સર્વે રોગને દુખાવા વિના બહાર પાછા આવેથી, તે રોગીને બસ્તી કર્મ સારી રીતે થયેલું જાણવું.

(સ્નેહનો વિકાર દૂર થવાને ઉપાય.)

जीर्णान्नमथ सायाह्ने स्नेहे प्रत्यागते पुनः । लघ्वन्नं भोजयेत्कामं दीप्ताग्निस्तु नरो यदि ॥ १८० ॥ अनुवासिताय देयं स्यादितरेह्नि सुखोदकम् । धान्यशुंठीकषायो वा स्नेहव्यापत्तिनाशनः ॥ १८१ ॥

ગુદમાર્ગે સ્નેહ ભીતર પસરતાં, બાકી રહેલો પાછો બહાર આવેતો,

અને જો રોગીના કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય તો; તેને સાંઝના જુનું અન્ન એટલે જુના ચોખાને બાફી થોડોક ભાત કે રબ કાંજી પાવી, અનુંવાસન બસ્તિ કરેલા રોગીને, બીજા દિવસસુધી હુફાયેલું ગરમ પાણી પાવું; અથવા ધાણા સુંઠનો કાડો કરી પીવાથી સ્નેહનો વિકાર દૂર થાય.

(વાયુ ઈત્યાદિક દોષો માટે, પિચકારી મારવાનો નેમ.)

अनेन विधिना षड्वा सप्त चाष्टौ नवापि वा । विधेया बस्तयस्तेषामंते चैव निरूहणम् ॥ १८२ ॥

અગાઉ લખેલી વિધીથી વાયુ ઈત્યાદિક રોગો દૂર થવાને, છથી નવ વખત અનુંવાસન બસ્તિની પિચકારી મારવી, તેમાં છેહલી પિચકારી નિરૂહ બસ્તીની મારવી.

(બસ્તીઓના ગુણ.)

दत्तस्तु प्रथमो बस्तिः स्नेहयेद्बस्तिवंक्षणौ । सम्यक् दत्तो द्वितीयस्तु मूर्धस्थमनिलं जयेत् ॥ १८३ ॥ बलं वर्णं च जनयेत्तृतीयस्तु प्रयोजतः । चतुर्थपंचमौ दत्तौ स्नेहयेतां रसासृजी ॥ १८४ ॥ षष्ठो मांसं स्नेहयति सप्तमो मेद एव च । अष्टमो नुवमश्चापि मज्जां नच यथाक्रमम् ॥ १८५ ॥ एवं शुक्रगतान्दोषान्द्विगुणः साधु साधयेत् । अष्टादशाष्टादशकान्बस्तीनां यो निषेवते ॥ १८६ ॥ स कुंजरबलोप्यश्वं जयेत्तुल्योमरप्रभः ।

પ્રથમ પિચકારી ગુદમાં મારેથી, બસ્તી વંક્ષણ એટલે અંડ સંધીભાગમાં જવા ન દીધી તો, શરીરમાં ફક્ત ધાતુ વધેછે; બીજી વખતે મારેથી મસ્તકનો વાયુ દૂર થાય; ત્રીજી વખતે મારેથી શરીરમાં બળ અને કાંતી વધે; ચોથી, પાંચમીએ રસધાતુ અને લોહી વધે; છઠી, સાતમીથી માંસ અને ચરબી વધી, મેદને સુંવાળાપણું આવે; આઠમી, નવમીથી મજ્જા ધાતુ અને શુક્ર ધાતુ વધીને સુંવાળાપણું થાય; બમણી એટલે અઢાર વખતે મારેતો, શુક્ર ધાતુગતના જેટલા રોગો થયેલા હોય તે નાશ પામે; છત્રીસ વખતેમારેથી, રોગીને હાથી જેટલું બળ થઇ, દોડતા ઘોડાને જીતે અને દેવના જેવી કાંતી તેજવાન થાયછે.

(અનુવાસન બસ્તી અને નિરૂહ બસ્તિને લાયેક રોગી.)

रुक्षाय बहुवाताय स्नेहबस्तिं दिने दिने ॥ १८७ ॥ दद्याद्वैद्य-स्तथान्येषामन्यो बाधामपाहरेत् । स्नेहोऽल्पमात्रो रुक्षाणां दीर्घकाल-मनत्ययः ॥ १८८ ॥ तथा निरूहः स्निग्धानामल्पमात्रः प्रशस्यते ॥

રોગી તેજ વિનાનો રૂક્ષ થય, અતિશે વાયુ કોપે પીડાયલાને વૈદ; સ્નેહબસ્તીની પિચકારી દરરોજ મારવી. રોગી શરીરે અતિશે ભારે જાડો અને તેજવાનને અન્ય એટલે નિરૂહણ બસ્તિ દરરોજ મારવી. તેથી કરીને શરીરનો રોગ દૂર થાય. રૂક્ષ માણસને સ્નેહબસ્તિ અલ્પ માત્રા એટલે સ્નેહની હલકી અને થોડી માત્રા લેવી; પણ રોગી ઘણા દિવસ જીવનાર છે એવું જણાયતો; તેજવાન માણસને નિરૂહબસ્તિ થોડી આપવી.

(સ્નેહ એંખસોજ પાછો, બહાર આવે તેનો ઉપાય.)

अथवा यस्य तत्कालं स्नेहो निर्याति केवलः ॥ १८९ ॥ तस्या-न्योन्यतरो देयो नहि स्निग्धस्य तिष्ठति ।

તેજવાન અને સ્નિગ્ધ રોગીને ઝાડામાર્ગે, પિચકારી મારવાથી તુર્તજ સ્નેહ બહાર આવે, અને ઠરે નહી તો તેને ફરી સ્નેહબસ્તિ મારીને પછી તુર્તજ નિરૂહબસ્તિની પિચકારી મારવી. એવી બે જાતની બસ્તી આપવી.

(સ્નેહ બહાર આવે નહી, તેનું દુઃખ અને ઉપાય.)

अशुद्धस्य मलोन्मिश्रः स्नेहो नैति यदा पुनः ॥ १९० ॥ तदा शैथिल्यमाध्मानं शूलं श्वासश्च जायते । पक्काशये गुरुत्वं च तत्र द-द्यान्निरूहणम् ॥ १९१ ॥ तीक्ष्णं तीक्ष्णौषधियुता फलवर्तिर्हिता तथा । यथानुलोमनं वायोर्मलः स्नेहश्च जायते ॥ १९२ ॥ तथा वि-रेचनं दद्यात्तीक्ष्णं नस्यं च शस्यते ।

પ્રથમ ઝાડા, ઉલટી ઇત્યાદિકનું ઓષડ આપીને; જે રોગીનાં શ-રીરની શુદ્ધી કરેલી નહી હોય; તેના ઝાડા વાટે મળ કે નકે સાથે મળેલી, માત્રા પાછી બહાર આવી નહીતો, શરીર જપ્પડાય અને આધ્માન એ-ટલે પેટફુગો, શૂળ, શ્વાસ, ઝાડાના પક્વાશયમાં ભારેપણું, એટલી વેદના થાય; તે દૂર થવાને તીક્ષ્ણ નિરૂહબસ્તિની પિચકારી મારવી. તીક્ષ્ણ ઓ-ષડો સ્નેહ ભેળવેથી વાયુ છુટો થઇ, મળમિશ્રિત સ્નેહ ગુદમાર્ગેથી પાછો

બહાર આવે, તેવી રીતે પિચકારી મારવી; અને તેમજ તીક્ષ્ણ જુલાબનુ ઓષડ ખવાડવું, અને તીક્ષ્ણ ઓષડની તપખીર સુઘાડવી.

(કેટલા રોગીને સ્નેહબસ્તિ મારેથી નવો રોગ ન થાય.)

यस्य नोपद्रवं कुर्यात्स्नेहबस्तिरनिसृतः ॥ १९३ ॥ सर्वोल्पो व्यावृतो रौक्ष्यादुपेक्ष्यः स विजानता ।

સ્નેહબસ્તી એટલે ઘી, તલ, રાબ કાંઈ ઇત્યાદિ સ્નેહોની પિચકારી; ઝાડામાર્ગે મારેથી ગુદનો સર્વે ભાગ, વ્યાવૃત એટલે વ્યાપી રહેછે, તે છતા જે રોગીને રૂક્ષપણું હોવાથી, ગુદની જગ્યાએ સ્નેહ મિળાઇ રેહેવાથી શૂળાદિક વેદના થતી નથી; તે સ્નેહ બસ્તીનો ઉપયોગ ઘણી વાર સુધી તેમજ રાખવો.

(આખી રાતમાં સ્નેહ બહાર, પાછો નહી આવેથી ઉપાય.)

अनायाते त्वहोरात्रे स्नेहं संशोधनैर्हरेत् ॥ १९४ ॥ स्नेहबस्तावनायाते द्वाभ्यां स्नेहो विधीयते ।

સ્નેહોની પિચકારી મારેથી, પાછો તે બહાર નિકળે નહી તો, બીજી વખતે બમણી પિચકારી મારીને; સ્નેહ ઇત્યાદિ બહાર પાછો આવે તેમ કરવું. સર્વે મેહનત કરવા છતા સ્નેહ પાછો બહાર નહી આવે તો, તે રોગીને જુલાબ થવાને ઢાળનું ઓષડ ખવાડી ઝાડા કરાવવા.

(અનુવાસન બસ્તિ માટે તેલ.)

गुडूच्येरंडपूतीकभार्गीवृषकरौहिषम् ॥ १९५ ॥ शतावरीसहचरं काकनासापलोन्मितम् । यवमाषातसीकोलकुलित्थान् प्रसृतोन्मितान् ॥ १९६ ॥ चतुर्द्रोणांभसा पक्त्वा द्रोणशेषेण तेन च । पचेत्तैलाढके पेष्यैर्जीवनीयैः पलोन्मितैः ॥ १९७ ॥ अनुवासनमेतद्धि सर्ववातविकारनुत् ।

ગુળવેલ, એરંડમૂળ, કરંઝની છાલ, ભારંગમૂળ અડુંસો, રોહિસ તૃણ શતાવરી, કોરહાંટો, કાવલી; એ નવ ઓષડો ચારચાર તોલા; જવ, અડદ, અળશી, બોરડીના બીજ, કુલથી; એ પાંચ ઓષડો આઠ આઠ તોલા. સર્વે ઓષડોને થોડા કુટી; તેમાં ૪૦૯૬ તોલા પાણી નાખીને

उकाळवुं, पाणी बळता चोथे हिस्से बाकी रहेवाथी, तेमां तलनुं तेल २५६ तोला, अने जीवनीय गणु एटले बीजा खंडनां चूर्णादिक अध्यायमां लखेला छे, ते दरेक ओषडो चार चार तोलानुं चूर्ण मेळवी फरीने उकाली पाणी बळता, फक्त तेल बाकी रहेवाथी गाळी लेवुं. तेने अनुवासन तेल कहेछे. ते तेल सर्वे वायुरोगने दूर करेछे.

(अनुंवासन बस्ती, अतिशो करेथी नवा थता रोग.)

षट्सप्तति व्यापदस्तु जायंते बस्तिकर्मणः ॥ १९८ ॥ दूषितास्त मुदा येन ताश्चिकित्स्यास्तु सुश्रुतात् ।

बस्ति कर्मोमां दोष रूप विपरीत, एटले रोगोनो कोप थय, तेमांथी छोतेर प्रकारना रोग उत्पन्न थायछे; तेनी परीक्षा सुश्रुत रूषीना ग्रंथमां लखेली छे, ते उपरथी करवी.

बस्ति कर्मोमां परेहुजी.

पानाहारविहारश्च परिहारश्च कृत्स्नशः ॥ १९९ ॥ स्नेहपानसमा कार्या नात्र कार्या विचारणा ।

अन्न इत्यादिक खोराक अने विहारादिकना वळीवटमां, जेम स्नेहपानोना अध्यायमां छे, तेप्रमाणे सर्वे स्नेहबस्तीमां परेहजी करवी.

---

# अथ षष्ठोऽध्याय प्रारंभ.

## अथ छठ्ठो अध्याय प्रारंभ.

(निरुहु बस्तीनी विधी.)

निरूहबस्तिर्बहुधा भिद्यते कारणांतरैः ॥ २०० ॥ तैरेव तस्य नामानि कृतानि मुनिपुंगवैः ।

निरूहबस्तिनी विधी अनेक प्रकारे थाय, जेवी रीतना रोग होय, तेवी पिचकारीना आकारे जुदा नामे थाय छे. तेना दाखलामां उत्कलेशन बस्ति, दोषहर बस्ति, दोषशमन बस्ति इत्यादिक नामो जाणवा.

(નિરૂહ બસ્તિના બીજા નામો.)

निरूहस्यापरं नाम प्रोक्तमास्थापनं बुधैः ॥ २०१ ॥ स्वस्थानस्थापनादोषधातूनां स्थापनं मतम् ।

નિરૂહ બસ્તીના બીજા નામોમાં આસ્થાપન જાણવું, તેની ઉત્પત્તિ દોષ અને રસાદિક ધાતુઓને, પોતપોતાના સ્વસ્થાનોમાં બેશાડે છે માટે તેને આસ્થાપન કહેછે. તે વાતાદિક ત્રણે દોષ અથવા રોગોને દૂર કરેછે. માટે તેને નિરૂહ કહેછે.

(નિરૂહ બસ્તીમાં, કાડા ઈત્યાદિકનો પ્રકાર.)

निरूहस्य प्रमाणं तु प्रस्थपादोत्तरं मतम् ॥ २०२ ॥ मध्यमप्रस्थमुद्दिष्टहीनस्य कुंडवास्त्रयः ॥

નિરૂહબસ્તિની પિચકારી મારવા વિશે, કાડાઓનું વજન ૮૦ તોલાનું ઉત્તમ, ૬૪ તોલાનું મધ્યમ, ૪૮ તોલાનું કનિષ્ટ માત્રા જાણવી.

(કેટલા રોગી નિરૂહબસ્તી વિધીને લાયેક નહી.)

अतिस्निग्धोत्क्लिष्टदोषौ क्षतोरस्कः कृशस्तथा ॥ २०३ ॥ आध्मानछर्दिहिक्कार्शः कासश्वासप्रपीडितः । गुदशोफातिसारार्तो विषूची कुष्ठसंयुतः ॥ २०४ ॥ गर्भिणी मधुमेही च नास्थाप्यश्च जलोदरी ।

અતિશે નાજૂક રોગી, જેનો ઉર્ધ્વગામી દોષ એટલે રોગોનો બળ ચઢતો, ઉરઃક્ષતે પીડાયલો એટલે હૈયાના રોગે દુઃખી, શરીરે તનાયલો, પેટ ફુગવાના રોગો, ઉલટી, હેડકી, હર્શ, ખાંશી, દમ, આફરૂ, ગુદસ્થાને કે આડાની જગ્યાએ પીડા, સોઝો, અતિસાર, મોરચી, શરીરસડો, ગર્ભિણી સ્ત્રી, પરમો, પેટ મ્હોટું થવાનો જળંદર રોગ; એટલા રોગોથી પીડાયલાને આસ્થાપ્ય એટલે નિરૂહ બસ્તીની વિધી કરવી નહી.

(કેટલા રોગી નિરૂહબસ્તી વિધી કરવાને લાયક.)

वातव्याधावुदावर्ते वातासृक् विषमज्वरे ॥ २०५ ॥ मूर्च्छातृष्णोदरानाहमूत्रकृच्छ्राश्मरीषु च । वृद्धासृक्दरमंदाग्निप्रमेहेषु निरूहणम् ॥ २०६ ॥ शूलेऽम्लपित्ते हृद्रोगे योजयेद्विधिवद्बुधः ।

વાયુના સર્વે રોગ, ઉદાવર્ત વાયુ, વાતરક્ત રોગ, વિષમ જ્વર, મૂર્ચ્છા,

તૃષા, ઉદર રોગો મધ્યેના જળંદર રોગ સિવાય બાકી પેટના સર્વે ઉદર રોગો, આનાહ મૂત્રકૃચ્છ્ર રોગ, પથરીનો રોગ, અશ્મરી રોગ, જે સ્ત્રિઓને ઘણા દિવસની ધુપણીનો, કોઠાનો અગ્નિમાંદ્ય રોગ, પરમાના સર્વે રોગોમાં મધુમેહ રોગ મુકીને બાકીના સર્વે, શૂળ રોગ, આમ્લપિત્ત રોગ, હૃદ્રોગ એટલા રોગીને નિરૂહબસ્તી કરવાને લાયેક રોગી જાણવું.

(નિરૂહબસ્તીની પિચકારી મારવાનો પ્રકાર.)

उत्सृष्टानिलविण्मूत्रं स्निग्धं स्विन्नमभोजितं ॥ २०७॥ मध्याह्ने गृहमध्ये च यथायोग्यं निरूहयेत् । स्नेहबस्तिविधानेन बुधः कुर्यान्निरूहणम् ॥ २०८ ॥ जाते निरूहे च ततो भवेदुत्कटकासनः । तिष्ठेन्मुहूर्तमात्रं च निरूहागमनेच्छया ॥ २०९ ॥ अनायातं मुहूर्ते तु निरूहं शोधनैर्हरेत् ।

નિરૂહબસ્તીની પિચકારી જે રોગીને મારવી હોય, તેને પ્રથમ પિશાબ ઝાડાની હાજત પુરી કરાવવી, પાદ વાયુ છૂટવાનો હોય તો છોડવી. કોઠો શુદ્ધ થવાપછી; શરીરે સ્નેહ પદાર્થમાં ઘી કે તેલ મરદન કરી, નહવડાવી થોડો પરસેવો કાડવો; તેને ભોજન ન કરાવતા, બપોર પછી ઘરમાં સર્વે રીતે એટલે જેવી રીતે રોગને બસ્તિ આપવી ઘટે. તેવી રીતે સ્નેહબસ્તીની વિધી તૈયાર કરીને નિરૂહ બસ્તી આપવી, એટલે તેલ ઇત્યાદિક ઓષડની પિચકારી ઝાડાવાટે મારવી; અને નિરૂહ બસ્તીની વિધી કીધા પછી; તે નિરૂહ ઓષડ ઇત્યાદિક પાછું બહાર આવવા માટે; રોગીને બે ઘડી સુધી ઉભડો કે ઝાડે ફરવા બેશે તેમજ બેસાડવો; અગર એક બે ઘડીમાં નિરૂહ ઇત્યાદિક પાછું બહાર આવ્યું નહી તો; તેને નીચે લખેલી રીતે શોધન વિધી કરીને પાછું બહાર આવે તેમ કરવું.

(નિરૂહ પાછું બહાર નહી આવે તો શોધન ઓષડો.)

निरूहैरेव मतिमान् क्षारमूत्राम्लसैंधवैः॥ २१० ॥

નિરૂહબસ્તીની પિચકારી મારવા છતાં, તે ગુદમાંથી પાછું બહાર નહી આવે તો, જવખાર અને ગાયનું મૂત્ર તથા લિંબુનો રસ અથવા જંબીરાનો રસ, સિંધાલૂણ; એ ચાર ઓષડો એકઠા કરી, ઝાડા માર્ગે પાછી નિરૂહની પિચકારી બમણી મારી, આગળ ઓષડ અને નિરૂહને બહાર કહાડવું.

(નિરૂહ બસ્તિના ઉત્તમ ગુણ થવાના લક્ષણ.)

यस्य क्रमेण गच्छंति विट्पित्तकफवायवः । लाघवं चोपजायेत सुनिरूहं तमादिशेत् ॥ २११ ॥

જે રોગીને નિરૂહબસ્તીનો ઉપાય કીધા પછી; તે ઓષડ, મળ, પિત્ત, કફ વાયુ એકેક આડા માર્ગે, પાછા બહાર આવે તો, શરીરને હલકાપણું થાય. તેવી રીતે થવાથી નિરૂહ બસ્તીની વિધી સારી થયેલી જાણવી.

(નિરૂહબસ્તિ સારી રીતે ન થવાના લક્ષણ.)

यस्य स्याद्बस्तिरल्पाल्पवेगो हीनमलानिलः । मूत्रार्तिजाड्यारुचिमान् दुर्निरूहं तमादिशेत् ॥ २१२ ॥

જે રોગીને નિરૂહબસ્તિની પિચકારી મારેલી હોય, અને ઉપલી રીત પાછુ બહાર આવવાનો, વેગ અતિ થોડો હોય તો; ઓષડ, મળ અને વાયુ ઈત્યાદિક રોગ, જેટલો બહાર આવવો જોઈએ તેટલો, ન આવેથી થોડો આવે; અને પિસાબની જગ્યાએ દુખાવો થાય; શરીર ભારે, અરોચક રોગ ઇત્યાદિક રોગોના લક્ષણો થાય.

(નિરૂહ બસ્તિ અને સ્નેહ બસ્તીની માત્ર પાછી બહાર આવવાના લક્ષણ.)

विविक्तता मनस्तुष्टिः स्निग्धता व्याधिनिग्रहः । आस्थापनं स्नेहबस्त्योः सम्यग्दाने तु लक्षणम् ॥ २१३ ॥ अनेन विधिना युंज्यान्निरूहं बस्तिदानवित् ।

રોગીના શરીરે હલકાપણું, મનને સંતોષપણું, શરીરે પરસેવામાં ચીકાસ; રોગનો નાશ, એવી રીતે લક્ષણો થવાથી આસ્થાપન સમજવું; એટલે નિરૂહબસ્તિ, અને સ્નેહબસ્તિ, બેઉ પિચકારીની વિધી સારી રીતે થવાના લક્ષણ જાણવા. અનેન વિધિના એટલે અગાઉ લખેલી વિધિથી, બસ્તિ કર્મ જાણનારા વૈદના હાથેથી, નિરૂહબસ્તિના કર્મો કરાવવા.

(નિરૂહબસ્તીની પિચકારી કેટલી વખત મારવી તેનો પ્રકાર.)

द्वितीयं वा तृतीयं वा चतुर्थं वा यथोचितम् ॥ २१४ ॥ सस्नेह

एकः पवने पित्ते द्वौ पयसा सह । कषायकटुरूक्षाद्याः कफे कोष्णास्त्रयो मताः ॥ २१५ ॥ पित्तश्लेष्मानिलाविष्टक्षीरयूषरसैः क्रमात् । निरूहं योजयित्वा च ततस्तमनुवासयेत् ॥ २१६ ॥

નિરૂહબસ્તિની પિચકારી બેવડી, ચોવડી મારવી; જેવું રોગનું બળ હોય, તે પ્રમાણે કરવું; વાયુ રોગ હોવાથી સ્નેહસહિત, નિરૂહબસ્તિ એકવડી વખતે મારવી; પિત્ત રોગનું બળ હોયતો, દુધસહિત બેવડી વખતે મારવી; કફ રોગનું બળ હોયતો, કષાય એટલે હરડે, બેહડા, આંમળા ઇત્યાદિક પદાર્થ; ત્રિકટુ એટલે સુંઠ, મરી, પિપર ઇત્યાદિક પદાર્થ; રૂક્ષ એટલે કુલથિ, જવ ઇત્યાદિકનો કાઢો કરવો; બસ્તિના સર્વે ઓષડો લખેલા જરા ગરમ કરીને, ત્રણ વખતે નિરૂહબસ્તિની પિચકારી મારવી. કફ પિત્ત અને વાયુસહિત રોગીને પીડા થતી હોય તો, દુધ, યૂષ એટલે ઉલટીના અધ્યાયમાં વોકવાને લખેલા ઓષડો છે તે; માંસુરસ એટલે હરણ અથવા બકરાનાં માંસનો ઉકાળો; ગુદાદિક આડા માર્ગે એક પછી એક સર્વે બસ્તિની પિચકારી મારવી. અનુવાસન બસ્તિ એટલે ઘી, તેલની પિચકારી મારવી; તેનો ખુલાસો પાછળ લખેલો છે.

(નાજુક ઈત્યાદિક રોગીને, નિરૂહબસ્તી મારવાની રીત.)

सुकुमारस्य वृद्धस्य बालस्य च मृदुर्हितः । बस्तिस्तीक्ष्णः प्रयुक्तस्तु तेषां हन्याद्बलायुषी ॥ २१७ ॥

શરીરે નાજુક હોય, વૃદ્ધ, બાળક; એટલા રોગીને મૃદુ એટલે હલકી બસ્તિની પિચકારી મારવી. તેવા રોગીને જલદ ઓષડની પિચકારી મારવાથી રોગીનું બળ અને આયુષનો નાશ થાયછે.

(રોગ પ્રમાણે બસ્તીની પિચકારી મારવાનો ઉપાય.)

दद्यादुत्क्लेशनं पूर्वं मध्ये दोषहरं ततः । पश्चात्संशमनीयं च दद्याद्बस्तिं विचक्षणः ॥ २१८ ॥

પ્રથમ રોગનો ઉછાળો થાય, તેવા ઓષડોની બસ્તીની પિચકારી મારવી; બીજી વખતે રોગોનો નાશ થવાના ઓષડોની બસ્તિ મારવી; ત્રીજી વખતે રોગોને પોતપોતિકા સ્થાને બેશવાની પિચકારી મારવી, ઇત્યાદિક વિધિ પાછળ લખેલી છે.

(રોગનો ઉછાળો થવાની બસ્તિના ઓષડો.)

एरंडबीजं मधुकं पिप्पलीसैंधवं वचा । हपुषा फलकल्कश्च बस्तिरुत्क्लेशनः स्मृतः ॥ २१९ ॥

એરંડયાના બીજ, મહુવડાની છાલ, પિપર, સિંધાલૂણ, ઘોડાવજ, શિરણીના ફળ એ છ ઓષડો સરખે વજને ચટણી વાટી, ગરમ પાણી સાથે ડોહીને, ઉત્કલેશનનામે બસ્તિની પિચકારી મારવી.

(રોગ દૂર કરનાર બસ્તિ.)

शताह्वा मधुकं बिल्वं कौटजं फलमेव च । सकांजीकः सगोमूत्रो बस्तिर्दोषहरः स्मृतः ॥ २२० ॥

શતાવરી, જેઠીમધ, બિલફળ; કોઠફળ, એ ચાર ઓષડો સરખે વજને લેવા; ઢાળના અધ્યાયમાં કાંજીની વિધી લખેલી છે તેમાં સર્વે વાટી નેં ગાયના મૂત્રમાં ડોહી; તેની આડામાર્ગે, પિચકારી મારવાથી વાયુ ઇત્યાદિક રોગ દૂર થાય.

(રોગનું શોધન થવાને ઓષડની બસ્તિ.)

शोधनद्रव्यनिक्वाथस्तत्कल्कैः स्नेहसैंधवैः । युक्तया खजेन मथिता बस्तयः शोधनाः स्मृतः ॥ २२१ ॥

નિશોત્તર ઇત્યાદિક શોધન ઓષડો પ્રથમ ખંડમાં લખેલાનો કાડો કરી, તેમાં તેજ ઓષડોની વાટેલી બીજી ચટણી તથા તલનું તેલ, સિંધાલૂણ મેળવી, રવઇથી વલોવી; તેમાંથી બસ્તિની પિચકારી ભરી મારવી, તેથી રોગનું શોધન થાય.

(રોગનું શમન થવાની બસ્તિ.)

• प्रियंगुर्मधुको मुस्ता तथैव च रसांजनम् । सक्षीरः शस्यते बस्तिर्दोषाणां शमने स्मृतः ॥ २२२ ॥

વાઘાટીના મૂળ, રાળ અથવા કડું; મહુવડાની છાલ, નાગરમોથ, રસાંજન એટલે દારૂહલદનું ચૂર્ણ, બકરીના દુધમાં ઉકાળો માવો કરવો તે; એ ચાર ઓષડો સરખે વજને લઇ, તેની દૂધમાં બારીક ચટણી વાટી, વહલોવીને બસ્તિની પિચકારી મારવી.

(લેખન ઓષડોની બસ્તિ.)

त्रिफलाक्काथगोमूत्रक्षौद्रक्षारसमायुता ।
ऊषकादिप्रतीवापैर्बस्तयो लेखनाः स्मृताः ॥ २२३ ॥

ત્રિફળાનો કાડો, ગાયનું મૂત્ર, મધ, જવખાર; સર્વે સરખે વજને લેવા; બીજા ખંડમાં કાઢાના અધ્યાયમાં ઉષકાદિક ગણોની ખીના લખેલી છે; તેનું ચૂર્ણ તેમાં મેળવીને; લેખન એટલે મેદા રોગાદિકને નબળો, પાડવા માટે, બસ્તિની પિચકારી મારવી.

(બૃંહણ બસ્તિના, ધાતુ વધારનાર ઓષડો.)

बृंहणद्रव्यनिक्काथः कल्कैर्मधुरकैर्युतः ।
सर्पिर्मांसरसोपेता बस्तयो बृंहणा मताः ॥ २२४ ॥

મુસલી, ગોખરૂ, કવચબીજ ઇત્યાદિક; જે બૃંહણ દ્રવ્ય એટલે ધાતુ વધારનાર ઓષડોનો કાઢો કરી, તેમાં મહવડાની છાલ, દરાખ, દાડમ, ઇત્યાદિ મધુર પદાર્થોની ચટણી, ઘી, બકરાના માંસનો ઉકાળો સર્વે મેળવીને ધાતુનો વધારો થવાને બસ્તિની પિચકારી મારવી.

(પિછિલ બસ્તિ, રોગ પાતળો કરવાની.)

बदर्यैरावती शैलुशाल्मली धन्वनागराः । क्षीरसिद्धाः क्षौद्रयुक्ता-नाम्ना पिच्छिलसंज्ञिताः ॥ २२५ ॥ अजोरभ्रैणरुधिरैर्युक्ता देया विचक्षणैः । मात्रा पिच्छिलबस्तीनां पलैर्द्वादशभिर्मताः ॥ २२६ ॥

બોરડીની છાલ, નારંગી, ભોંવરીના ઝાડની છાલ, સાવરીની છાલ, ધમાસો, સુંઠ; એ છ ઓષડો સરખે વજને દુધમાં વાટી, તેમાં મધ તથા બકરા, મેંઢા, હરણમાંથી જે મળી આવે; તેનું લોહી મેળવી, સર્વેનું વજન ૪૮ તોલાસુધી લખેલું છે. તે બસ્તિમાં ભરીને રોગ પાતળો કરવા મારવી.

(નિરૂહણ માત્રાનું વજન.)

दत्वाऽदौ सैंधवस्याक्षं मधुनः प्रसृतिद्वयम् । विनिर्मथ्य ततो दद्या-त्स्नेहस्य प्रसृतित्रयम् ॥ २२७ ॥ एकीभूते ततः स्नेहे कल्कस्य प्र-सृतिं क्षिपेत् । संमूर्च्छितकषाये तु चतुःप्रसृतिसंमितम् ॥ २२८ ॥ क्षिप्त्वा विमथ्य दद्याच्चानिरूहं कुशलो भिषक् । वाते चतुःपलं

क्षौद्रं दद्यात्स्नेहस्य षट्पलम् ॥ २२९ ॥ पित्ते चतुःपलं क्षौद्रं स्नेहस्य च पलं त्रयम् । कफे षट्पलिकं क्षौद्रं स्नेहस्यैवचतुः पलम् ॥२३०॥

સિંધાલૂણનું ચૂરણ એક તોલો; મધ સોળ તોલા; ઘી અથવા તેલ ૨૪ તોલા; મેળવી માત્રા કરવી. જે ઓષધોની ચટણી લખેલી હોય તો ૪ તોલાની કરવી: અગર તેનો કાઢો કરવો હોય તો ૩૨ તોલા; એકઠું સર્વે વલોવીને, વૈદે નિરૂહબસ્તિની પિચકારી, ઝાડા વાટે મારવી; સાધારણ બસ્તિની એ રીત જાણવી. વાયુકોપ હોવાથી મધ ૧૬ તોલા; ઘી અથવા તેલ ૨૪ તોલા; એકઠું કરી પિચકારી મારવી. પિત્તકોપ હોય તો મધ સોલ તોલા; ઘી અથવા તેલ ૧૨ તોલા; મેળવીને પિચકારી મારવી. કફકોપ હોય તો મધ ૨૪ તોલા; ઘી અથવા તેલ ૧૬ તોલા એકઠું કરીને પિચકારી મારવી.

(મધુ તૈલક બસ્તિની વિધિ.)

एरंडक्वाथतुल्यांशं मधुतैलं पलाष्टकम् । शतपुष्पापलार्द्धेन सैंधवार्द्धेन संयुतम् ॥ २३१ ॥ मधुतैलकसंज्ञोयं बस्तिः खजविलोडितः । मेदोगुल्मकृमिप्लीहमलोदावर्तनाशनः ॥ २३२ ॥ बलवर्णकरश्चैव वृष्यो बृंहणदीपनः ।

એરંડયાના મૂળનો કાઢો ૩૨ તોલા; મધ અને તલનું તેલ સોળ સોળ તોલા; વરીઆલી અને સિંધાલૂણનું ચૂર્ણ બબે તોલા; એ સર્વે મેળવીને રવઇથી સારી રીતે વલોવવું; તેને મધુતૈલક બસ્તિ કહેછે. એ બસ્તિ ઝાડા માર્ગે ગુદમાં મારેથી જે માણસની ચરબી બગડી મેદો રોગ થયો હોય તે, પેટનો સર્વે ગુલ્મ રોગ, જીવાતનો કૃમિ રોગ, ફેફસાનો કવળૂ રોગ, ઝાડા પિશાબનો મળમૂત્રાદિ રોગ, ઉદાવર્ત વાયુકોપનો રોગ, ઉપર લખેલા સર્વે રોગ દૂર થાય. એ બસ્તિથી શરીરે બળ, કાંતિ વધે, સ્ત્રિઓ વિષે પ્રીતી, ધાતુની વૃદ્ધિ, કોઠાની અગ્નિ પ્રદીપ્ત થાય.

(દીપન બસ્તિની વિધી.)

क्षौद्राज्यक्षीरतैलानांप्रसृति प्रसृतिर्भवेत् ॥२३३॥ हपुषा सैंधवाक्षांशौ बस्तिः स्याद्दीपनः परः ।

મધ, ઘી, દૂધ, તલનું તેલ; ચારે પદાર્થના આઠ આઠ તોલા; શેરણી

અને સિંધાલૂણનું ચૂર્ણ એકેક તોલો; સર્વે મેળવી વલોવવું; તેની પિચકારી આડા માર્ગે મારેથી કોઠાની અગ્નિ પ્રદીપ્ત થઈ ભૂખ સારી લાગે.

(યુકતરથ બસ્તિની વિધી.)

एरंडमूलंनिःक्काथो मधुतैलं ससैंधवम् ॥ २३४ ॥ एष युक्तरथो बस्तिः सवचापिप्पलीफलः ।

એરંડમૂળનો કાઢો ૩૨ તોલા; મધ અને તલનું તેલ સોળ સોળ તોલા; સિંધાલૂણ, ઘોડાવજ, પિપર, ગેળફળ; એ ચાર ઓષડોનું ચૂર્ણ ચાર ચાર તોલા; સર્વે મેળવીને વલોવવું; તેને યુકતરથ બસ્તિ કહેછે. તેની પિચકારી મારેથી સર્વે રોગ દૂર થાય.

(સિદ્ધબસ્તિની વિધી.)

पंचमूलस्य निःक्काथस्तैलं मागधिका मधु ॥ २३५ ॥ ससैंधवः समधुकः सिद्धबस्तिरिति स्मृतः।

પંચમૂળ એટલે બિલમૂળ, એરણીમૂળ, ટેંટુમૂળ, શિવણમૂળ, પાડળમૂળ; એ પાંચે મૂળનો કાઢો, તલનું તેલ, પિપરનું ચૂર્ણ, સિંધાલૂણ, મહુવડાની છાલ મધ્યેની નાર અથવા જેઠીમધ, સર્વેનો કાઢો કરેથી; તેને સિદ્ધબસ્તિ કહેછે. તેની પિચકારી સર્વે રોગો ઉપર મારવી.

(રોગીને બસ્તિ કર્મ કીધા પછી પરેહજ.)

स्नानमुष्णोदकैः कुर्याद्दिवास्वप्नमजीर्णताम् ॥ २३६ ॥ वर्जयेदपरं सर्वमाचरेत्स्नेहबस्तिवत् ।

રોગીને પિચકારી મારવા પછી તેને ગરમ પાણીથી નવાડવો, દિવસે નિદ્રા ન કરાવવી, અજીર્ણ કર્તા ભારી વસ્તું ખવાડવી નહી, સર્વે રીત પરેહજ સ્નેહબસ્તિના અધ્યાયમાં જણેલી કરવી.

---

# अथ सप्तमोऽध्याय प्रारंभ.

## (અથ સાતમો અધ્યાય પ્રારંભ.)

### (ઉત્તર બસ્તિ એટલે પિસાબ માર્ગે પિચકારી મારવાની વિધી.)

अतः परं प्रवक्ष्यामि बस्तिमुत्तरसांज्ञितम् ॥२३७॥ द्वादशांगुलकं नैत्रं मध्ये च कृतकार्णिकम्। मालतीपुष्पवृत्ताभं छिद्रं सर्षपनिर्गमम्२३८

ઉત્તર બસ્તિની વિધિ એટલે પિસાબમાર્ગે, પિચકારી મારવાની બાર આંગળ લાંબી હોયછે. તેના વચલે ભાગે નળી, કમળના દિટયા જેવી વિંધવાલી હોય; તે પિચકારીની નળીનું મોહ, માગરીના ફુલના આકારે છતા, તે નળીના મુખમાં એક રાઇ જાય, એટલો વિંધ ઝીણો રાખવો. તેના પાછલા છેડે કમળફુલના આકારે, બસ્તિની કોથળી આગાઉ લખેલી રીતે બાંધીને, તેમાં ઓષડ ભરી દબાવેથી પિચકારી લાગેછે.

(ઉમ્મર પ્રમાણે બસ્તિની માત્રા ભરવાનું વર્નન.)

पंचविंशतिवर्षाणामधोमात्रा द्विकार्षिकी । तदुर्ध्वं पलमानं च स्नेहस्योक्ता विचक्षणैः ॥ २३९ ॥

રોગીની સોળથી પચીસ વર્ષની ઉમ્મર થવાસુધી, ઉત્તરબસ્તિવિષે સ્નેહોની માત્રા પિસાબ માર્ગે, બે તોલાની વૈદે પિચકારી ભરવી; અને પચીસ વર્ષની ઉપરાંત ચાર તોલાની ભરવી; પણ બાળકને ઓછી જોઇએ.

(પુરૂષોને ઉત્તર બસ્તિ કેહેવી રીતે મારવી.)

अथास्थापनशुद्धस्य तृप्तस्य स्नानभोजनैः । स्थितस्य जानुमात्रेण पीठे त्विष्टशलाकया ॥ २४० ॥ स्निग्धया मेंढ्रमार्गे च ततो नेत्रं नियोजयेत् । शनैः शनैर्घृताभ्यक्तं मेंढ्ररंध्रेंगुलानि षट् ॥ २४१ ॥ ततोवपीडयेद्बस्तिं शनैर्नेत्रं च निर्हरेत् । ततः प्रत्यागते स्नेहे स्नेहबस्तिक्रमो हितः ॥ २४२ ॥

નિરૂહબસ્તિની પિચકારી, ઝાડામાર્ગે મારીને ગુદની શુદ્ધી કરવાને, પ્રથમ નવડાવવો, પછી ભોજન કરાવી, તૃપ્ત થવાથી; તેને બાકડા ઉપર ગુડણ ટેકવી બેશાડવો; પિચકારીની સલીને, તેના મુખને, ઘી લગાડી ચિકણી કરી, રોગી પુરૂષને પિશાબમાર્ગે, વિંધમાં આસ્તે આસ્તે છ આંગળ, અંદર સલી ઉતારીને પિજકારી મારવી; પછી તે હલકે હાથે પાછી બહાર કાઢવી, તેવખતે મારેલી પિચકારીનું ઓષડ, અંદર દાખલ થઇ પાછું બહાર નીકળી આવે તો, બસ્તિકર્મ ઉત્તમ પ્રકારે થયેલું જાણવું.

(સ્ત્રીઓ માટે ઉત્તર બસ્તિની પિચકારી.)

स्त्रीणां कनिष्ठिकास्थूलं नेत्रं कुर्याद्दशांगुलम् । मुद्गप्रवेश्यं योज्यं

च योन्यंतश्चतुरंगुलम् ॥ २४३ ॥ द्व्यंगुलं मूत्रामर्गे च सूक्ष्मं नेत्रं नियोजयेत् ।

સ્ત્રિઓને બસ્તિની પિચકારી મારવી હોયતો, રોગીની ટચલી આંગળી જેટલી પિચકારી જાડી, તેના દશ આંગળ લાંબી રાખવી; તેના મુખનો વિંધ મગના દાણા જેટલો ઝીણો કરવો; તેને ઘી લગાડી ચિકણી રાખવી. તે પિચકારી પિસાબના વિંધમાં ચાર આંગળ, અંદર આસ્તેથી ઉતારીને મારવી; એટલે મૂત્રમાર્ગેથી બે આંગળ વધારે પ્રવેશ થવાથી મારવી.

(બાળકોને બસ્તિ મારવાની રીત.)

मूत्रकृच्छ्रविकारेषु बालानां त्वेकमंगुलम् ॥ २४४ ॥ शनैर्निः-कंपमाधेयं सूक्ष्म नेत्रं विचक्षणैः ।

નાહાના છોકરાઓને, પિસાબ અટકવા સંબંધી, મૂત્રકૃચ્છ રોગ થઆથી વૈદ પોતાનો હાથ ન ધૂજાવતા, સ્થીર રાખીને અતિ ઝીણી, પિચકારીની નળીનું મુખ. પિસાબની ઇંદ્રિમાં એક આંગળ, અંદર ઉતારીને સ્નેહમાત્રાની પિચકારી મારવી.

(સ્ત્રી, છોકરાં, માટે પિચકારીમાં ઓષડ ભરવાનું વજન.)

योनिमार्गेषु नारीणां स्नेहमात्रा द्विपालिकी ॥ २४५ ॥ मूत्रमार्गे पलोन्माना बालानां च द्विकार्षिकी । उत्तानायै स्त्रियै दद्यादूर्ध्वजान्वै विचक्षणः ॥ २४६ ॥ अप्रत्यागच्छति भिषक् बस्तावुत्तरसंज्ञिके ।

સ્ત્રીઓને પિસાબમાર્ગે યોનિકમળમાં, સ્નેહમાત્રાની પિચકારી મારવી હોય તો, આઠ તોલાના વજને ભરવું; પણ ફક્ત પિસાબ ખુલવાને પિચકારી મારવી હોય તો, પિચકારીમાં ચાર તોલા સ્નેહમાત્રા ભરવી. છોકરાઓ માટે એકથી બે તોલા ભરવી. ઉત્તરસંજ્ઞક બસ્તિની પિચકારી, ઉપલી રીતે બૈરીઓને મારવી હોય તો, તેને ચત્તી સુવાડી, તેના પગ ઉચ્ચા કરાવવા; પિચકારીના મુખને ઘી લગાડી, ચાર આંગળ અંદર ઉતરાવીને મરાવવી.

(બસ્તિ શોધન દ્રવ્યોની વિધી.)

भूयो बस्तिं निदध्याच्च संयुक्तैः शोधनैर्गणैः ॥ २४७ ॥ फलवर्तिं निदध्याद्वा योनिमार्गे दृढो भिषक् । मूत्रैर्वैर्निर्मितां स्निग्धां शोधन-

द्रव्यसंयुताम् ॥ २४८ ॥ दह्यमाने तथा बस्तौ दद्याद्बस्तिं विचक्षणः। क्षीरवृक्षकषायेण पयसा शीतलेन च ॥ २४९ ॥ बस्तिः शुक्ररुजः पुंसां स्त्रीणामार्तवजारुजः । हन्यादुत्तरबस्तिस्तु नोचितो मेहिनां क्वचित् ॥ २५० ॥

મૂત્રકૃચ્છ્રાદિક રોગ, એટલે પિસાબ અટકવા ઇત્યાદિક, રોગોનું શોધન કરવાના દ્રવ્યમાં એરંડયું તેલ ઇત્યાદિક ઓષડો જાણવા. ઓરતોને પિસાબની જગ્યા એટલે યોનિમાર્ગે પિચકારી માગવી હોય, અથવા ફળવર્તી એટલે એરંડબીજ ઇત્યાદિક ઓષડોની, ચટણીમાં મજબુત જાડી કપડાની, બત્તિ ભીજવીને અગર સુતરનો કાકડો કરી, તેને ઉપલા ઓષડનો લેપ કરી, તે બત્તીને પિસાબની જગ્યામાં, આરથી છ આંગળ અંદર ભરાવવો, તેથી ઓરતોની દૃટી પાસે કમળ સ્થાન હોયછે, તેમાં ઓષડ જતાં રોગ દૂર થાય. અગર ઉંબરાનું, કે વડનું દુધ અથવા તેની છાલનો ઉકાળાની કે શીતળ દુધની પિચકારી, યોનિમાં મારવી. તેથી કમળસ્થાન શુદ્ધ થઇ શુક્ર ધાતુ અથવા અડકાવ સંબંધી, થએલ જેટલા રોગ હોય તે દૂર થાયછે. પુરૂષોને અગર સ્ત્રિઓને થયેલો પરમાનો રોગ હોય, તેને આ ઉત્તર બસ્તિનો ઉપાય કરેથી ફાયદો થાય.

(બસ્તિકર્મ ઉત્તમ પ્રકારે થવાના લક્ષણ.)

सम्यक्दत्तस्य लिंगानि व्यापदः क्रम एव च । बस्तेरुत्तरसंज्ञस्य शमनं स्नेहबस्तिना ॥ २५१ ॥

ઉત્તર સંજ્ઞક બસ્તિ અને પછી સ્નેહ બસ્તિની, ઉત્તમ પ્રકારે પિચકારી મારેથી, શુક્ર ધાતુસંબંધી સર્વે રોગો; પરમો એક પછી એક રોગ દૂર થાયછે.

(ઝાડા માર્ગે ફળવર્તીની બત્તી મુકવાનો ઉપાય.)

घृताभ्यक्ते गुदे क्षेप्या श्लक्ष्णा स्वांगुष्ठसंनिभा । मलप्रवर्तिनी वर्ति? फलवर्तिश्च सा स्मृता ॥ २५२ ॥

ગુદ એટલે ઝાડાની જગાએથી મળમૂત્ર છૂટવા માટે, ઘી લગાડી, રોગીના અંગુઠા જેટલો જાડો મજબુત સુતરનો કાકડો કરી, તેને એરંડ બીજની ચટણી ઇત્યાદિક રેચક ઓષડોનો લેપ કરી, તે ઝાડાની જગામાં, અંદર ભરાવવો; તેને ફળવર્તિ કહેછે.

---

# अथ अष्टमोऽध्याय प्रारंभ.

## અથ આઠમો અધ્યાય પ્રારંભ.

### (નાકમાં ઓષડ ઈત્યાદિક સ્નેહ નાખવાને નસ્ય વિધી.)

नस्यं तत्कथ्यते धीरैर्नासाग्राह्यं यदौषधम् । नावनं नस्यकर्मोति तस्य नामद्वयं मतम् ॥ २९३ ॥

ઓષડો અને ઘી તેલ, ઈત્યાદિક નાકમાં નાખવાના હોય, તેને નસ્ય કર્મ કહેછે; તેમાં નાવન અને નસ્ય કર્મ નામે બે ભેદ છે.

### (નસ્ય કર્મના બે ભેદો.)

नस्यभेदो द्विधा प्रोक्तो रेचनं स्नेहनं तथा । रेचनं कर्षणं प्रोक्तं स्नेहनं बृंहणं मतम् ॥ २९४ ॥

નસ્યકર્મના બે ભેદોમાં એક રેચન, અને બીજુ સ્નેહન નામે છે. તેમધ્યે જે રેચન નસ્ય છે તે કર્ષણ, એટલે વાયુ ઇત્યાદિક રેગોનું, છેદનકર્તા હોયછે; અને જે સ્નેહન છે, તે બૃંહણ એટલે ધાતુની વૃદ્ધિકર્તા, જાણવું.

### (નસ્ય કર્મ કરવાને વખત.)

कफपित्तानिलध्वंसे पूर्वमध्यापराह्नके । दिनस्य गृह्यते नित्यं रात्रौ वाप्युत्कटे गदे ॥ २९५ ॥

કફ કોપનો રોગ હોય તો; નાકમાં, ઓષડ પ્રાતઃકાળે નાંખવું; પિત્ત કોપ રોગ માટે બપોરે નાંખવું; વાયુકોપે સાંઝના નાંખવું; રોગનું બળ અતિશે હોય તો રાત્રે ઓષડ નાંખવું.

### (નસ્ય કર્મ કરવાને વિરૂધ વખત.)

नस्यं त्यजेद्भोजनांते दुर्दिने चापतर्पणे । तथा नवप्रतिश्यायी गर्भिणि गरदूषितः ॥ २९६ ॥ अजीर्णी दत्तबस्तिश्च पीतस्नेहोदकासवः । क्रुद्धः शोकाभिभूतश्च तृषार्तो वृद्धबालकौ ॥ २९७ ॥ वेगावरोधी स्नातश्च स्नातुकामश्च वर्जयेत् ।

નાકમાં ઓષડ નાંખવાને, વિરૂધ વેળા અને પદાર્થો, તુર્તનો જમેલો,

આકાશે વાદળાં ઘેરાએલાં, લાંઘણ કરેલા, તુર્ત જેને સળકમ કે બલગમ થ-મેલા, ગર્ભવાન સ્ત્રી, ઝેરીવસ્તુ ખાધાનો રોગી, અજીર્ણનો રોગી, જેને બસ્તિ કર્મો કરેલા, ઘી, તેલ ઇત્યાદિક સ્નેહ પીનારો, પાણી અથવા દારૂ પીધેલાને, રીશકે ગુસ્સા ભરેલાને, સંતાપે દીલગીરી ભરેલા, વારંવાર જેને તૃષા લાગે, વૃદ્ધ, બાળક, વાયુકોપનો રોગી, પિસાબનો રોગી, ઝાડાનો વેગ રોકનાર, નાહેલો કે નાહવાનો એટલા રોગીને નાકમાં નાખવાનું નસ્યકર્મ કરવું નહી.

(નસ્યકર્મો કરવાને લાયેક અથવા નહી લાયેક રોગી.)

अष्टवर्षस्य बालस्य नस्यकर्म समाचरेत् ॥२५८॥ अशीतिवर्षादुर्ध्वं च नावनं नैव दीयते ।

આઠ વર્ષની ઉમ્મરથી, એંસી વર્ષની ઉમ્મરસુધી; રોગીને નાકમાં ઓષડ નાખવાના નસ્યકર્મો કરવા; આઠ વર્ષની અગાઉ અને એંસી વર્ષ પછી નસ્યકર્મો ન કરવા.

(રેચક નસ્ય ઓષડની વિધિ.)

अथ वै रेचनं नस्यं ग्राह्यं तैलैः सुतीक्ष्णकैः ॥ २५९ ॥ तीक्ष्णभेषजसिद्धैर्वा स्नेहैः क्वाथै रसैस्तथा ।

રેચન નસ્ય લેવા માટે ઓષડમાં; અજમો, રાઇ, મરી, સુંઠ, પિપર, ઘોડાવજ, કોષ્ટ ઇત્યાદિક તીક્ષ્ણ ચૂર્ણ; ઘી, તેલ ઇત્યાદિકમાં ઉકાળવું; તેને તીક્ષ્ણ સ્નેહ કહેછે. અગર બીજા તીક્ષ્ણ ઓષડોમાં, ઘી, અથવા તેલ સિદ્ધ કરીને; અથવા તીક્ષ્ણ ઓષડોનો કાઢો; અંગરસમાં ઘી કે તેલ સ્નેહ, સિદ્ધ કરીને નાકમાં નાંખવું.

(રેચન નસ્યકર્મોની હદ.)

नासिकारंध्रयोरष्टौ षट्चत्वारश्च बिंदवः ॥ २६० ॥ प्रत्येकं रेचनं योज्या मुख्येमध्यांत्यमात्रया ।

રેચનસ્નેહ, નાકના એકેક પછી બેહુ વિંધમાં; ઓષડના આઠ આઠ ટીપા નાખેથી, ઉત્તમ માત્રા જાણવી; છ છ ટીપા નાખેથી મધ્યમ જાણવી; અને ચ્યાર ટીપા નાખેથી કનીષ્ટ માત્રા જાણવી.

(નસ્યકર્મોમાં ઓષડનું વજન.)

नस्यकर्मणि दातव्यं शाणैकं तीक्ष्णमौषधम् ॥ २६१ ॥ हिंगु स्याद्यवमात्रं तु माषैकं सैंधवं मतम् । क्षीरं चैवाष्टशाणं स्यात्पानीयं च त्रिकार्षिकम् ॥ २६२ ॥ कार्षिकं मधुरं द्रव्यं नस्यकर्मणि योजयेत् ।

નસ્યકર્મોવિશે તીક્ષ્ણ ઓષડો લખેલા હોય તો; સુંઠ, મરી, ઘોડાવજ; ત્રણમાંથી એક ચટણી પાણીમાં તોલો ૦। વાટવી; હિંગ, જવખાર; સિંધાલુણ, અકેક વાલ; દૂધ બે તોલા; પાણી હોય તો ત્રણ તોલા; શાકર, દાડમ, ઇત્યાદિક મધુકર વસ્તુ, લખેલી હોય તો અકેક તોલો; એવી રીતના વજને, ઉપલી વસ્તુ વાપરવી.

(રેચન નસ્યકર્મોના બે ભેદ જુદા જાણવા.)

अवपीडः प्रधमनं द्वौ भेदावपरौ स्मृतौ ॥ २६३ ॥ शीरोपि रेचनस्थाने तौ तु देयौ यथायथम् ।

રેચન નસ્યકર્મોમાં બે ભેદ છે. તેમાં એકને અવપીડ, અને બીજાને પ્રધમન કહેછે; મસ્તકના રેચવિશેની એ માત્રા જાણવી.

(અવપીડન અને પ્રધમન માત્રાના લક્ષણ.)

कल्कीकृतादौषधाद्यः पीडितो निसृतो रसः ॥ २६४ ॥ सोवपीडः समुद्दिष्टस्तीक्ष्णद्रव्यसमुद्भवः । षडंगुलाद्विवक्राया नाडीचूर्णं तयाधमेत् ॥ २६५ ॥ तीक्ष्णकोलमितं वक्रवातैः प्रधमनं हि तत् ।

તીક્ષ્ણ ઓષડમાં; સુંઠ, મરી કે ઘોડાવજની ચટણી વાટી, તેનો રસ નિચવી લેવો; તેને અવપીડ કહેછે. તિખ્ખાસ એટલે સુંઠ, ઘોડાવજ, પિપર ઇત્યાદિકનું ચૂર્ણ; ૦। તોલાને વજને લેવું. છ આંગળ લાંબી એકસરખી નળી લેવી, તેનો એક છેડો પાતળો કરી નાકમાં ભરાવવો, અને બીજે છેડેથી, ઉપલું ચૂર્ણ નાકનાં બેહું વિંધમાં થોડું થોડું ફુકવું; તેને પ્રધમન કહેછે.

(રેચન અને સ્નેહ નસ્યકર્મો વિશે લાયેક.)

ऊर्ध्वजत्रुगते रोगे कफजे स्वरसंक्षये ॥ २६६ ॥ अरोचेक प्रति-

श्याये शिरःशूले च पीनसे । शोकापस्मारकुष्टेषु नस्यं वै रेचनं हितम् ॥ २६७ ॥ भीरुस्त्रीकृशबालानां नस्यं स्नेहेन दीयते ।

ઉર્ધ્વ જત્રુગત રોગો, એટલે ભૂજા ગળામધ્યે, કફસંબંધી રોગ થઇ; શબ્દનો ક્ષય, અરોચક રોગ, સળકમ કે બળગમ, મસ્તકશૂળ, પીનસરોગ, સોઝાનો રોગ, ફેફરાનો રોગ, શરીરસડાનો કુષ્ટરોગ; એટલા રોગીને રેચકનસ્ય ફાયદો કરનાર જાણવાં. બીહકણુ માણસ, સ્ત્રીઓ, નબળો રોગી, બાળક; એટલા રોગીને ઘી તેલ ઇત્યાદિક સ્નેહસહિત નસ્ય કર્મ કરવું.

(અવપીડન નસ્યને લાયેક રોગી.)

गलरोगे सन्निपाते निद्रायां विषमज्वरे ॥ २६८ ॥ मनोविकारे कृमिषु युज्यते चावपीडनम् ।

ગળાનો રોગ, સન્નિપાત, અતિનિદ્રા, વિષમજ્વર, મનોવિકાર, કર્મના જીવડા, કૃમિરોગ, એટલા રોગી અવપીડન નસ્યને લાયેક જાણવા.

(પ્રધમન નસ્યને લાયેક રોગી.)

अत्यंतोत्कटदोषेषु विसंज्ञेषु च दीयते ॥ २६९ ॥ चूर्णं प्रधमनं धीरैस्तद्धि तीक्ष्णतरं यतः ।

મૂર્છા, બેશુદ્ધ, પડીજવું, ફેફરાના સર્વે રોગ, બુદ્ધિ અને જ્ઞાન જવાનો સંન્યાસાદિક રોગ; એટલા રોગીને અતિશે તીક્ષ્ણ ઓષડોનું પ્રધમનસંજ્ઞક ચૂર્ણનું નસ્ય કર્મ કરવું.

(રેચક સંજ્ઞક નસ્યની વિધિ.)

नस्यं स्याद्गुडशुंठीभ्यां पिप्पलीसैंधवेन च॥२७०॥नलपिष्टेन तेनाक्षिकर्णनासा शिरोगदाः। हनुमन्यागलोद्भूता नश्यंति भुजपृष्ठजाः ॥२७१

શુંઠને હુફાયલા પાણીમાં ઘસીને, તેમાં ગોળ અને પાણી મેળવી ગાળી લેવું; નસ્ય એટલે તેના ટીપાં નાકમાં નાખવા; પિપર, સિંધાલૂણ, બેહુંને હુફાયલા પાણીમાં ઘસીને નસ્ય આપવું; તેથી આંખોનો, કાનનો, માથાનો, દાઢીનો, ગરદનનો, ખભાનો, હાથનો, વાંસાનો, એટલા રોગની થતી વેદના દૂર થાય.

(રેચન નસ્યનો બીજો ઉપાય.)

मधूकसारकृष्णाभ्यां वचामरिचसैंधवैः । नस्यं कोष्णजले पिष्टं

दद्यात्संज्ञाप्रबोधनम् ॥ २७२ ॥ अपस्मारे तथोन्मादे सन्निपातेऽपतंत्रके ।

મહવડાની છાલનો ગર્ભ અથવા નાર, પિપર, ઘોડાવજ, મરી, સિંધાલૂણ; સર્વે ઓષડો હુફાયેલા પાણીમાં વાટીને નસ્ય આપવું. તેથી ફેફરાનો રોગ, ઉન્માદનો તોફાની રોગ, સન્નિપાત રોગ, અપતંત્ર વાયુકોપથી સંજ્ઞાનો નાશ થઇ આળા, અને ચેષ્ટા કે જ્ઞાનબુદ્ધિનો નાશ થાય. એટલા રોગીને ઉપલી રીતે નસ્ય માત્રા કરેથી, રોગ દૂર થઇ તેની બુદ્ધિ જલદી ઠેકાણે આવે.

(રેચન નસ્યનો ત્રીજો ઉપાય.)

सैंधवं श्वेतमरिचं सर्षपाः कुष्टमेव च ॥ २७३ ॥ बस्तमूत्रेण पिष्टानि नस्यं तंद्रानिवारणम् ।

સિંધાલૂણ, સફેદ મરી અથવા સરશી, કોષ્ટ; એ ચાર ઓષડો હરએકની બકરાના મૂત્રમાં ચટણી વાટી, તેનો રસ નાકમાં નીચવવો; તેથી તંદ્રા એટલે સુદ્ધિ વિનાનો આંખે અંધારા, ઝાખ,ફેફરાના સર્વે રોગ દૂર થાય.

(પ્રધમનસંજ્ઞક નસ્ય.)

रोहीतमत्स्यपित्तेन भावितं सैंधवं वचा ॥ २७४ ॥ मरीचं पिप्पली शुंठी कंकोलं लशुनं पुरम् । कटूफलं चेति तच्चूर्णं देयं प्रधमनं बुधैः ॥ २७५ ॥

સિંધાલૂણ, ઘોડાવજ, મરી પિપર, સુંઠ, કંકોળ, લશણ, ગુગ્ગળ, મોતરિંગણીના ફળ; એ નવ ઓષડનું ચૂર્ણ કરી, રક્ત રોહીડો અથવા કડુંના કાઢામાં કે લોહી ભરેલા માછલાના પિત્તનો તેઉપર પુટ ચહડાવી શુદ્ધી અગાઉ લખેલી નલી મારફતે નાકમાં ચૂર્ણ થોડું થોડું ફુકવું. તેથી અગાઉ લખેલી તંદ્રા ઇત્યાદિક, સર્વે રોગો દૂર થાય; તેને પ્રધમન નસ્ય કહેછે.

(બૃંહણ એટલે ધાતુ વધારનાર નસ્યોની કલ્પના.)

अथ बृंहणनस्यस्य कल्पना कथ्यतेऽधुना । मर्शश्च प्रतिमर्शश्च द्वौ भेदौ स्नेहने मतौ ॥ २७६ ॥ मर्शस्य तर्पणी मात्रा मुख्या शाणैः स्मृताऽष्टभिः । मध्यमा च चतुःशाणैर्हीना शाणमिता स्मृता ॥२७७॥

एकैकस्मिस्तु मात्रेयं देया नासापुटे बुधैः । मर्शस्य द्वित्रिवेलं वा वीक्ष्य दोषबलाबलम् ॥ २७८ ॥ एकांतरं द्वयंतरं वा नस्यं दद्याद्विचक्षणः । त्र्यहं पंचाहमथवा सप्ताहं वा सुयंत्रितः ॥ २७९ ॥

ધાતુ વધારનાર બૃંહણ નસ્યોના બે ભેદ છે; મર્શ અને પ્રતિમર્શ એ તેના નામો જાણવા. ઘી, તેલાદિક સ્નેહમધ્યે મર્શનસ્યો ધાતુ, ઇત્યાદિકની તૃપ્તિ કરનાર, માત્રાને તર્પણી પણ કહે છે. તેનું વજન બે તોલાની મુખ્ય માત્રા; એક તોલાની મધ્યમ માત્રા; અને ૦। તોલાની હીણ માત્રા જાણવી. જેવી રીતે રોગોનું બળ હોય, તેવી રીતે માત્રાને એકેક પછી નાકના બે વીંધમાં ટીપા નાખવા. રોગના બળ પ્રમાણે દરરોજ કે, બિજે દિવસે, ત્રિજે કે પાંચમે અથવા સાતમે દિવસે નાખવું.

(મર્શસંજ્ઞક નસ્ય, વિરેચન અતિશે થવાથી રોગ.)

मर्शे शिरोविरोके च व्यापदो विविधाः स्मृताः । दोषोत्क्लेशात्क्षयाच्चैव विज्ञेयास्ता यथाक्रमम् ॥ २८० ॥ दोषोत्क्लेशनिमित्तासु युंज्याद्वमनशोधनम् । अथ क्षयनिमित्तासु यथास्वं बृंहणं मतम्॥२८१॥

મર્શસંજ્ઞક નસ્યોની માત્રા, ધાત્વાદિકની તૃપ્તિ કરનારી છે; પણ નસ્ય કર્મો માત્રાનો વધારો થવાથી, રોગનો સંતાપ વધીને, મસ્તકઅંદરનાં મગજને, રેચ લાગી ધોવાયછે. વિરેચનસંજ્ઞક નસ્યોની માત્રાનો વધારો થવાથી, મસ્તકના મેદાદિક ધાતુવોનો ક્ષય થઇ, અનેક પ્રકારે રોગની પીડા થાયછે. તેમાં જે રોગોનો કલેશ વધી પીડા થતી હોય તે દૂર થવા માટે ઉલટીનું કે, ઢાળ• થવાનું ઓષડ આપવું. ધાતુ ઇત્યાદિકનો ક્ષય થવાના કારણોથી વેદના થાય તો; તે દૂર થવા માટે બૃંહણ એટલે ધાતુવૃદ્ધિ કરનારા ઓષડો નાકમાં નાંખવાં.

(બૃંહણ નસ્યોમાટે લાયેક.)

शिरोनासाक्षिरोगेषु सूर्यावर्तार्धभेदके । दंतरोगे बले हीने मन्याबाहंसजे गदे ॥ २८२ ॥ मुखशोषेकर्णनादेवातपित्तगदे तथा । अकालपलिते चैव केशश्मश्रूप्रपातने ॥ २८३ ॥ युज्यते बृंहणं नस्यं स्नेहैर्वा मधुरद्रवैः ।

મસ્તક રોગ, નાસા રોગ, નેત્ર રોગ, સૂર્યાવર્ત રોગ, અર્ધશીશી રોગ,

દંત રોગ, દુર્બળ માણુસ, ગરદનનો રોગ, ખાંધનો, હાથની ભુજાનો રોગ, મુખે શોષ, કાનમાં અવાજનો રોગ, વાયુ અને પિત્તસંબંધી સર્વે રોગ, ઘડપણ વિના સફેદ વાળ થવાનો રોગ, માથાનાં દાઢીના, મૂછના વાળ ખરી પડવાનો ઇંદ્રલુપ્ત રોગ; એટલા રોગવાળાને ઘી તેલ ઇત્યાદિક સ્નિગ્ધ, અને શાકર ઇત્યાદિક મધુર, ધાતુ વધારનાર પદાર્થનું નસ્યકર્મ કરવું.

(પક્ષઘાતકાદિક રોગો, અર્ધાંગાદિક ઉપર નસ્ય.)

माषात्मगुप्तारास्नाभिबलारुबुकरौहिषैः ॥ २८४ ॥ कृतोश्वगंधया क्वाथो हिंगुसैंधवसंयुतः। कोष्णो नस्यप्रयोगेण पक्षाघातं सकंपनम् ॥ २८५ ॥ जयेदर्दितवातं च मन्यास्तंभापबाहुकौ ।

અડદ, કવચબીજ અથવા તેના મૂળ, રાસ્ના, ચિકણામૂળ, એરંડમૂળ, રોહિસતૃણ, આસંધ; એ સાત ઓસડનો કાઢો કરી, તેમાં શેકેલી હિંગ અને સિંધાલૂણ મેળવી; હુફાયલા કાઢાને નાકમાં નાંખવું તેથી કરીને શરીરે કંપારો અર્ધાંગ વાયુ, અર્દિત વાયુકોપ, ગરદન અકડાવવાનો, ભૂજા અકડાવવાનો વાયુકોપ દૂર થાય.

(પ્રતિમર્શ નસ્યોના બબે ટીપાની માત્રા.

प्रतिमर्शस्य मात्रा तु द्विद्विबिंदुमिता मता ॥ २८६ ॥ प्रत्येकशो नस्तकयोः स्नेहे नेति विनिश्चितम्।

ઘી તેલાદિક સ્નિગ્ધ પદાર્થના બબે ટીપા, નાકના એકેક વિંધમાં નાખવાથી, પ્રતિમર્શ નસ્યોની બબે ટીપારૂપ માત્રા જાણવી.

(બિંદુસંજ્ઞક માત્રા.)

स्नेहे ग्रंथिद्वयं यावन्निमग्ना चोद्धृता ततः ॥ २८७ ॥ तर्जनीयं स्रवेद्बिंदुं सा मात्रा बिंदुसंज्ञिता । एवंविधैर्बिंदुसंज्ञैःरष्टभिः शाण उच्यते ॥ २८८ ॥ सदेयो मर्शनस्ये तु प्रतिमर्शो द्विबिंदुकः ।

ઘી, તેલ ઇત્યાદિક સ્નેહ પદાર્થમાં; આંગળીના બે સાંધા સુધી બોળીને, તેનું ટીપુ નાકમાં નાખેથી; તેને બિંદુમાત્રા કહે છે. એવી રીત બિંદુસંજ્ઞક, આઠ માત્રાનો ० તોલાની, મર્શ નસ્યોની જગાએ આપવી; અને પ્રતિમર્શ નસ્યોની જગાએ, બે ટીપાની માત્રા આપવી. એવી રીત બે ભેદ તેના જુદા જાણવા.

## (પ્રતિમર્શ નસ્યોનો વખત.)

समयाः प्रतिमर्शस्य बुधैः प्रोक्ताश्चतुर्दश ॥ १८९ ॥ प्रभाते दंतकाष्ठांते गृहान्निर्गमने तथा । व्यायामाध्वव्यवायांते विण्मूत्रांतेंजने कृते ॥१९०॥ कवलांते भोजनांते दिवा स्वप्नोत्थिते तथा । वमनांते तथा सायं प्रतिमर्शः प्रयुज्यते ॥ १९१ ॥

પ્રતિમર્શ નસ્યોના ચઉદ વખતો જુદા છે. પ્રભાતે દાતણ કરવા પછી; ઘરમાંથી બહાર જવાની અગાઉ; મેહનત કીધા પછી; માર્ગે ચાલવા પછી; સ્ત્રીનો સંભોગ કીધા પછી; ઝાડે પિસાબે જવા પછી; આંખોમાં અંજન કરવા પછી; ભોજન કીધા પછી; દિવસે નિંદરા કીધા પછી; ઉલટી થવા પછી; સાંઝ અથવા રાતના; એટલા વખતોમાંથી વિશામો થોડોક લીધા પછી, નાકમાં, પ્રતિમર્શની માત્રા નાંખવી.

## (પ્રતિમર્શ નસ્યોથી તૃપ્ત થયેલાના લક્ષણ.)

ईषदुच्छिदनात्स्नेहो यदा वक्त्रं प्रपद्यते । नस्ये निषिक्तं तं विद्यात्प्रतिमर्शप्रमाणतः ॥१९२॥ उच्छिदं न पिबेच्चैतन्निष्ठीवेन्मुखमागतम् ।

રોગીને નસ્ય કર્મ કરવા પછી, હલકી છીક આવે, મસ્તકમાં ઉતરેલો સ્નેહમાંથી મોહમાં ઉતરે તો, તે રોગીને પ્રતિમર્શ નસ્યો કર્મની તૃપ્તિ થયેલી જાણવી; પણ તે રોગીના મોહમાં ઉતરેલો સ્નેહ થુકી નાખવો.

## (પ્રતિમર્શ નસ્યોને લાયક રોગી.)

क्षीणे तृष्णास्यशोषार्ते बाले वृद्धे च युज्यते ॥ १९३ ॥
प्रतिमर्शेन शाम्यंति रोगाश्चैवोर्ध्वजत्रुजाः ।
वलीपलितनाशश्च बलमिंद्रियजं भवेत् ॥ १९४ ॥

જે રોગીની ધાતુ ક્ષીણ થઇ હોય, પાણીની તૃષાથી પીડાતો, મુખે શોષ કે તવાયસો, બાળક, વૃદ્ધ, ઉર્ધ્વજ રોગ, ગરદન અકડાવાનો રોગ, ચામડીનો રોગ, ઘડપણવિના સફેદ વાળ થવાનો રોગ; એટલા રોગીને પ્રતિમર્શસંજ્ઞક, નસ્યકર્મો કરેથી ફાયદો થાય; અને આંખો ઇત્યાદિક ઇંદ્રિયોને બળ વધે.

(ઘડપણ વિના થયેલા સફેદ વાળનો ઉપાય.)

बिभीतनिंबगंभारी शिवा शेलुश्च काकिनी ।
एकैकं तैलनस्येन पलितं नश्यति ध्रुवम् ॥ २९५ ॥

બેહુડા, કડવા લિંબડાના બીજ, શિવણ, હરડા, ભોંવરી, કાંવળી; એ વસ્તુના ઠળીયા લાવી, તેમાંથી મીજ કાડવી; તે દરેકનું જુદું જુદું તેલ કાઢવું. એકેક પછી જુદું જુદું તેલ નાકમાં નાખવાથી, જુવાનીમાં સફેદ વાળ થયેલા હોય તો, તે ફરી પાછા કાળા થાય.

(નસ્યોની વિધી.)

अथ नस्यविधिं वक्ष्ये नस्यग्रहणहेतवे । देशे वातरजोमुक्ते कृतदंतनिघर्षणम् ॥ २९६ ॥ विशुद्धं धूमपानेन स्विन्नभालगतं तथा । उत्तानशायिनं किंचित्प्रलंबशिरसं नरम् ॥ २९७ ॥ आस्तीर्णहस्तपादं च वस्त्राच्छादितलोचनम् । समुन्नमितनासाग्रं वैद्यो नस्येन योजयेत् ॥ २९८ ॥ कोष्णमच्छिन्नधारं च हेमतारादिशुक्तिभिः शुक्त्या वा पत्रयुक्त्या वा प्लुतैर्वा नस्यमाचरेत् ॥ २९९ ॥

નસ્યકર્મની વિધિ કરવાને, જે જગા એ વાયુ અને ધૂળ ઉડતી ન હોય, તેવી જગાએ કરવું. પ્રથમ રોગીને પ્રભાતે દાતણ કરાવી, હુકકો, બીડી પીનારને પીવડાવી, કપાળ, મોહ, ગળુ, ગરમપાણીથી સાફ ધોવડાવી, પરસેવો કહડાવવો; પછી તે રોગીને ચત્તો સુવાડી, ગરદન હેઠે જાડો તકીયો મુકી, મસ્તકના તાળવાનો ભાગ જમીન ઉપર ટંગાતો રાખી હાથપગ લાંબા કરી, આંખો ઉપર કપડું ઢાંકી, પછી રોગીના નાકના નકશોરા ઉંચા વેદે કરી, તેમાં જે માત્રા નાખવી હોય, તે હુફાયલી સોના રૂપા ઇત્યાદિક ધાતુના, ગોખરણ કે અરધીયામાં; છીપ અથવા શંખમાં ભરીને, નાકના એકેક નકશોરામાં ધાર એક સરખી ધીરેથી નાંખવી.

(નસ્યકર્મો કાધા પછીની અવસ્થા.)

नस्येष्वासिच्यमानेषु शिरो नैव प्रकंपयेत् । न कुप्येन्न प्रभाषेत नोच्छिदेन्न हसेत्तथा ॥ ३०० ॥ एतर्हि विहितः स्नेहो नैवांतः संप्रपद्यते । ततः कासप्रतिश्यायशिरोक्षिगदसंभवः ॥ ३०१ ॥

રોગીને નસ્યકર્મ્મા કરતી વખતે, અને તે પછી મસ્તક હલાવવું નહી, ક્રોધ કે ગુસ્સો ન કરવો, બોલવું નહી, ભાંગ તોડ કરવાનો ધંધો ન કરવો, હસવું નહી; કહેલી રીતે નહી કરવાનું કરેથી, ઘી તેલાદિ નાખેલો સ્નેહ મસ્તકમાં, સારી રીતે ન પસરે અને તેમાંથી ખાંસી, સળકમ કે બળગમ થઇ મસ્તકમાં, કે આંખોને વેદના થાય.

(નસ્યકર્મ્મા કરવાને સાધારણ પ્રકાર.)

शृंगाटकमभिप्लाव्य स्थापयेन्न गिलेद्द्रवम्। पंचसप्तदशैव स्युर्मात्रानस्यस्य धारणे ॥ ३०२ ॥ उपविश्याथ निष्ठीवेन्नासावक्त्रगतं द्रवम्। वामदक्षिणपार्श्वाभ्यां निष्ठीवेत्सन्मुखे नहि ॥ ३०३ ॥

નસ્યકર્મ્મોના ભેદમાં, શૃંગાટક એટલે મસ્તક અને નાકની વચ્ચે, ચાર પડદા છે. નસ્યકર્મ કરેથી સ્નેહ, મગજ અંદર જઈ મેદાને ભીજવી, બાકી વધેલું સ્નેહ પાછું બાહાર આવેછે. અગાઉ અનુવાસન બસ્તિમાં વજન લખેલું છે, તે વજને રોગનું જેટલું બળ હોય, તે પ્રમાણે પાંચ, સાત કે દશ વખતે માત્રા નાખવી. તેમાં નસ્યકર્મ્મા થવા પછી, થોડીવારે તે રોગીને બેસાડવો; પણ નસ્યકર્મ થતા, મોહમાં સ્નેહ ઉતરેલો હોય તો, તે સાંમે ન થુકતા, ડાબી અથવા જમણી બાજુએ થુકવો.

(નસ્યકર્મ્મા કરવા પછ પરેહજ.)

नस्ये नीते मनस्तापं रजःक्रोधं च संत्यजेत्।
शयीत निद्रां त्यक्त्वा च उत्तानो वाक्शतं नरः ॥ ३०४ ॥
तथा वैरेचनस्यांते धूमोवा कवलो हितः।

વિરેચન નસ્યકર્મ્મા થવા પછી, મનને સંતાપ ન કરવો, જે જગાએ ધુળ• ઉડતી અથવા ધુવાડો થતો હોય, તે જગાએ ન બેસવું; ક્રોધ અથવા ગુસ્સો ન કરવો, ધુળ ખાવું નહી, નિંદરા ન આવવા દેતા એકથી સોસુધી આંક બોલાય, તેટલા વખત સુધી અગાઉ લખેલી રીતે ચત્તા સુઇ રેહેવું.

(નસ્યકર્મ્મોમાં, શુધ્ધાદિક કર્મ્માના ભેદ.)

नस्ये त्रीण्युपदिष्टानि लक्षणानि समासतः ॥ ३०५ ॥
शुद्धिहीनातियोगानि विशेषाच्छास्त्रचिंतकैः।

નસ્યકર્મોમધ્યે શુદ્ધિકર્મોના લક્ષણ, હીનયોગ થવાના લક્ષણ અતિ યોગ થવાના લક્ષણ, એવીરીતે ત્રણ તરેહના લક્ષણોના ભેદ, શાસ્ત્રમાં ઘણુ કરી કહેલા છે. તેની સમજ નીચે લખેલી છે.

(નસ્યકર્મોની ઉત્તમ શુદ્ધિના લક્ષણ.)

लाघवं मनसः शुद्धिः स्रोतसां व्याधिसंक्षयः ॥ ३०६ ॥
चित्तेंद्रियप्रसादश्च शिरसः शुद्धिलक्षणम् ।

નસ્યકર્મો સારી રીતે કરેથી; મસ્તકનું શોધન થાય, શરીર હલકુ થાય; મનનું, મુખનું, નાકનું, કાનનું, ગુદ ઇત્યાદિક દરોદ્વારનું શોધન થાય. તેથી મસ્તકના સર્વે રોગો દૂર થાય. અંતઃકરણ અને આંખો ઇત્યાદિક ઇંદ્રિઓ તૃપ્ત થઇ ખુશ રેહેછે.

(નસ્યકર્મોથી અલ્પ શુદ્ધિ થવાના લક્ષણ.)

कंडूपदेहो गुरुता स्रोतसां कफसंस्रवः ॥ ३०७ ॥
मूर्ध्नि हनिविशुद्धये तु लक्षणं परिकीर्तितम् ।

નસ્યકર્મો અલ્પ માત્રે, મસ્તકની જુજ શુદ્ધી થવાથી; શરીરમાં ખજ-વાળ, ચીકણાપણું; કળતૃર, અંબાયલું, ભારે ઇત્યાદિક લક્ષણો થાય; અને સ્રોતસ એટલે મુખ, નાક, કાન ઇત્યાદિક ઇંદ્રિઓના દરવાજેથી કફ વહેછે.

(નસ્યકર્મોથી અતિ શુદ્ધિ થવાના લક્ષણ.)

मस्तुलुंगागमो वातवृद्धिरिंद्रियविभ्रमः ॥ ३०८ ॥
शून्यता शिरसश्चापि मूर्ध्नि गाढं विरेचिते ।

નસ્યકર્મોમાં અતિ માત્રે, મસ્તકની વધારે શુદ્ધી થવાથી, મસ્તુલુંગ એટલે મસ્તકની અંદરનો મગજ નાકવાટે અતિ વહે, મસ્તક ખાલી પડી શૂન્ય થાય, વાયુનો વધારો થઇ તેમાં ભરાય, ઇંદ્રિઓને ભ્રમન્તા થાયછે.

(નસ્યકર્મો થોડી અથવા વધારે થવાથી ઉપાય.)

हीनातिशुद्धे शिरसि कफवातघ्नमाचरेत् ॥ ३०९ ॥
सम्यक् विशुद्धे शिरसि सर्पिर्नस्ये निषेचयेत् ।

નસ્યકર્મો અલ્પ અથવા વધારે માત્રા, મસ્તક શુદ્ધિમાં થઇ હોય તો, કફ વાયુ હરતા ઓષડોથી નસ્યકર્મો કરી, શેવટે ઘી નાકમાં નાંખવું.

(અતિ નસ્યકર્મોથી મસ્તક ભરાઈ જવાના લક્ષણ.)

कफप्रसेकः शिरसो गुरुतेंद्रियविभ्रमः ॥ ३१० ॥
लक्षणं तदतिस्निग्धे रुक्षं तत्र प्रदापयेत् ।

અતિ નસ્યકર્મોથી, રોગીનું મસ્તક ભરાય અથવા સ્નિગ્ધ થાય તેથી નાકવાટે કફ વહે, મસ્તક ભારે થાય, ઇંદ્રિઓને ભ્રાંતિ ઇત્યાદિ લક્ષણ થાય. તે વખતે પ્રથમ ખંડમાં લખેલા રૂક્ષ પદાર્થોનું નસ્યકર્મો કરવા.

(નસ્યકર્મો માટે પરેહજ.)

भोजयेच्चानभिष्यंदि नस्याचरितमादिशेत् ॥ ३११ ॥

કફકર્તા પદાર્થ, અને ભેશના દૂધમાંથી, થયેલું દહી ખાવું નહી મેહનતનું કામ અતિશે ન કરવું.

(પાંચ કર્મોની સંખ્યા.)

वमनं रेचनं नस्यं निरूहमनुवासनम् । एतानि
पंचकर्माणि कथितानि मूनीश्वरैः ॥ ३१२ ॥

રૂષીવોએ કહેલા વમન, રેચક, નસ્ય, નિરૂહબ્સ્તિ, અનુવાસનબસ્તિ, એ પાંચ પ્રકારે ઓષડોની વીધી થાયછે; તેને પંચકર્મો કહેછે.

---

# अथ नवमो अध्याय प्रारंभः

## અથ નવમો અધ્યાય પ્રારંભ.

(ધૂમપાન વિધિ.)

(ઓષડની બીડીની ધુરી, અથવા ચાવવાની વિધિ.)

धूमस्तु षड्विधः प्रोक्तः शमनो बृंहणस्तथा ।
रेचनःकासहा चैव वमनो व्रणधूपनः ॥ ३१३ ॥

ધૂરી લેવાની વિધી છ પ્રકારે થાયછે; શમન, બૃંહણ, રેચન, કાસહ, વમન, વ્રણધૂપન; એવી રીતે છ નામો જાણવા.

(શમન ઈત્યાદિક ધૂરીના જુદા નામો.)

शमनस्य तु पर्यायौ मध्यः प्रायोगिकस्तथा। बृंहणस्य तु पर्यायौ स्नेहनो मृदुरेव च ॥ ३१४॥ रेचनस्यापि पर्यायौ शोधनस्तीक्ष्ण एव च।

શમન ધૂમોમાં; એક મધ્યમ અને બીજુ પ્રાયોગિક; બે નામો જુદા જાણવા. બૃંહણ ધૂરીનું બીજું નામ મૃદુ છે; રેચન ધુરીનું બીજુ નામ શોધન અને તીક્ષ્ણ જાણવું.

(બિડીની ધુરી આપવા લાયેક નહી તેના લક્ષણ.)

अधूमार्हाश्च खल्वेते श्रांतो भीरुश्च दुःखितः ॥३१५॥ दत्तबस्तिर्विरक्तिश्च रात्रौ जागरितस्तथा। पिपासितश्च दाहार्तस्तालुशोषी तथोदरी ॥ ३१६ ॥ शिरोभितापी तिमिरी छर्द्याध्मानप्रपीडितः। क्षतोरस्कः प्रमेहार्तः पांडुरोगी च गर्भिणी ॥ ३१७॥ रूक्षः क्षीणोभ्यवहृतक्षीरक्षौद्रघृतासवः। भक्तान्नदधिमत्स्यश्च बालो वृद्धः कृशस्तथा ॥ ३१८ ॥ अकाले चानिपीतश्च धूमः कुर्यादुपद्रवान्।

શ્રીમંત રોગી હોય, બિહકણો, અતિ દુઃખેથી કંટાળેલો, જેને ઝાડા માર્ગે બસ્તિકર્મ કરેલું, જેને ઢાળ થઇ કોઠો નબળો પડેલો, રાત્રે જાગરણ કરનાર રોગી, પાણીની તૃષા અને શરીરે દાહથી દુઃખી, તાળવે શોષ પડતાને, પેટનાં સર્વે રોગી, મસ્તકના સર્વે રોગી, આંખોનો તિમિર રોગી, ઉલટીનો આધ્માન રોગી, વાયુથી પેટ ફુગવાનો રોગી, ઉરઃક્ષતરોગી, પરમાનો રોગી, પાંડુરોગી, ગર્ભિણ સ્ત્રી, રૂક્ષ અને ક્ષીણ થયેલા રોગી, બાળક, વૃદ્ધ, દુર્બળ; એટલા રોગીને બીડી અથવા ધૂરી આપવી નહી; તથા હરએક રોગીને દૂધ, મધ, ઘી, આસવાદિ ઓષડ એટલે તાડી, દારૂ ઇત્યાદિક; અન્નાદિક ખોરક, દહી, માચ્છલી, એટલી વસ્તુ ખાધા પછી, તુરત બીડી કે ધૂરી આપવી નહી; ઉપર લખેલા કોઇ રોગીએ ધૂમપાન કીધાથી, નીચે લખેલા રોગ થાય છે.

(ઉપલા રોગીને ધૂમપાને, નવા થતા રોગ અને તેનો ઉપાય.)

तत्रेष्टं सर्पिषः पानं नावनांजनतर्पणम् ॥ ३१९ ॥
सर्पिरिक्षुरसं द्राक्षां पयो वा शर्करांबु वा।
मधुराम्लौ रसौ वापि शमनाय प्रदापयेत् ॥ ३२० ॥

ધૂમપાને કોઇને નવો રોગ થાય તો, તેને ઘી પીવાને આપવું; અને નાકમાં નસ્યકર્મો કરવું, આંખોમાં અંજન કરવું; અને તર્પણ એટલે શરીરે તૃપ્તિ કરનારા, દરાખ ઇત્યાદિક પદાર્થની કાંજી પીવાડવી; તથા ઘી ખેવખતે લખેલું છે, તેથી ખેવડા વજને તેને પાવું. સેરડીનો રસ, દ્રાખ, દૂધ, શાકરનું પાણી, શાકર પાણીમાં ભીજવીને, મધુર અને ખટાસમાં દાડમ, ઇત્યાદિક ફળ ખાવાને આપવા. તેથી ધૂમપાનસંબંધી થયેલો રોગ દૂર થાય.

(ધૂમપાન સેવન કરવાને ઉમ્મર.)

धूमश्च द्वादशाद्वर्षाद्गृह्यतेऽशीतिकान्नच ।
कासश्वासप्रतिश्यायान्मन्याहनुशिरोरुजः ॥ ३२१ ॥
वातश्लेष्म विकारांश्च हन्याद्धूमः सुयोजितः ।

ધૂમપાન બાર વર્ષથી, એંશી વર્ષની ઉમ્મરસુધી સેવન કરવું; પછી ન કરવું. ધૂમપાન સારી રીતે થવાથી; શ્વાસ, ખાંશી, દમ, સળકમ, દાઢીનું થુડયું, મસ્તક અને ગરદનની વેદના ઇત્યાદિક થતા રોગ, વાયુ અને કફ સંબંધી થયેલા સર્વે રોગો દૂર થાય.

(ધૂમપાનનો ઉપયોગ કીધાથી પ્રકૃતી કેહેવા થાય.)

धूमोपयोगात्पुरुषः प्रसन्नेंद्रियवाङ्मनाः ॥३२२ ॥
दृढकेशद्विजश्मश्रुः सुगंधवदनो भवेत् ।

ધૂમપાનનો ઉપયોગ કરેથી, રોગીની આંખો ઇત્યાદિક ઇંદ્રિઓ અને વાચા, અંતઃકરણ ઇત્યાદિકને ખુશી ઉત્પન્ન થાય; અને શરીરના વાળ, દાંત, મૂછો, દાઢી ઇત્યાદિક અવયવને બળ ઉપજે, મુખે સુગંધી થાય.

(ધૂમપાન માટે નળી કેહેવી લેવી તેનો વિધી.)

धूमनाडी भवेत्तत्र त्रिखंडा च त्रिपर्विका ॥ ३२३ ॥ कनिष्ठिका परीणाहा राजमाषागमांतरा । धूमनाडी भवेद्दीर्घा शमने रोगिणोंगुलैः ॥ ३२४ ॥ चत्वारिंशन्मितैस्तद्वद्द्वात्रिंशद्भिर्मृदौ स्मृता । तीक्ष्णे चतुर्विंशतिभिः कासघ्ने षोडशोन्मितैः ॥ ३२५ ॥ दशांगुलैर्वामनीये तथा स्याद्व्रणनाडिका। कलायमंडलस्थूला कुलित्थागमरंध्रिका ३२६

ધૂરી આપવાની દરેક નળી, ત્રણ કટકાની કરવી; તે નળી રોગીની

છેલ્લી ટચલી આંગળી જેટલી જાડી રાખવી; તેના વિંધમાં ચોળાનો દાણો જાય, તેવી પોલી રાખવી; તે નળી સાધારણ કર્મો માટે જાણવી; અને શમનસંજ્ઞક ધૂમપાન કરવાને, નળી રોગીના ચાલીસ આંગળ લાંબી; અને મૃદુસંજ્ઞક માટે નળી બતરીસ આંગળ લાંબી; તીક્ષ્ણસંજ્ઞક માટે ચોવીસ આંગળ લાંબી; કાસઘ્ન સંજ્ઞક માટે સોળ આંગળ લાંબી; ઉલટી થવાની વામનીય સંજ્ઞક માટે દશ આંગળ લાંબી; અને તુવેરનો દાણો તેમાં જાય, તેટલી પોકળ રાખવી; શરીરમાં ગડગુમડાં અથવા નાશૂર ઇત્યાદિક રોગોના વિંધમાં ધૂરી આપવા માટે દશ આંગળ લાંબી; અને તેના વિંધમાં કુળથિનો દાણો જાય તેવી પોકળ રાખવી પણ સર્વે નળીની જાડાઇ ઉપર લખેલી રીતે રાખવી.

(ધૂમપાન કરવાને બીડીની વિધી)

अथेपिकां प्रलिंपेच्च सुश्लक्ष्णां द्वादशांगुलाम् । धूमद्रव्यस्य कल्केन लेपश्चाष्टांगुलः स्मृतः ॥ ३२७ ॥ कल्कं कर्षमितं लिप्त्वा छायाशुष्कं च कारयेत् । ईषिकामपनीयाथ स्नेहाक्तां वर्तिमादरात् ॥ ३२८ ॥ अंगारैर्दीपितां कृत्वा धृत्वा नेत्रस्य रंध्रके । वदनेन पिबेद्धूमं वदने नैव संत्यजेत् ॥ ३२९ ॥ नासिकाभ्यां ततः पीत्वा मुखेनैव वमेत्सुधीः । शरावसंपुटे क्षिप्त्वा कल्कमंगारदीपितम् ॥ ३३० ॥ छिद्रे नेत्रं सुवेश्याथ व्रणं तेनैव धूपयेत् ।

ઇષિકા એટલે લોહડાની શિક, ઉપર લખેલો વિંધ પડે તેવી, બાર આંગળ લાંબી લેવી; પછી ધૂમપાન કરવાના ઓષડોની ચટણી પાણીમાં વાટી; ઉપર લખેલી શીકને એક તોલાસુધી ફરતો જાડો લેપ કરી છાયડામાં સારી રીતે શુકવવી; તે પછી તેની વચમાંથી શીક ખેંચી લેવી એટલે ઓષડની વિંધવાલી નળી થાય, તેમાંથી ઇત્યાદિ સ્નેહમાં એક બત્તી કે વાટ ભિજવીને ઓષડની બીડીના એક છેડાના વિંધમાં ભરાવવી; તે બત્તિ સળગાવી, બીજે છેડે સોનું ઇત્યાદિક ધાતુની નળી ભરાવી; મોહમાં તે પકડી બીડીની રીતે તેનો ધૂવાડો મોહવાટે ખેંચી; પાછો નાકવાટે બાહાર કાહાડવો; અગર નાકવાટે બીડી ખેંચવાથી, તેનો ધૂવાડો પાછો મોહવાટે કાહાડવો. ગડગુમડા અથવા નાશૂર ઇત્યાદિક વિંધવાળા રોગોને અથવા હર્શ ઇત્યાદિક રોગને ધૂરી આપવી હોય તો, એક કોડીયામાં ઝળઝળતો અગ્નો ભરી, બીજા કોડીયાની વચ્ચે એક વિંધ પાડી ઉલટું ઢાકવું, તેના વિંધમાંથી જવાળા

નિકળે, તેઉપર ઓષડની બીડીનો એક છેડો મુકેથી, તે બળીને ધૂવાડો નિકળે તેનો ધૂપ થાય એટલે રોગીને ઊભકડો તે ઉપર બેસાડી ધૂવાડો આપવો.

(જુદો જુદો ધૂવાડો, ઓષડોની બીડીની વિધી.)

एलादिकल्कं शमने स्निग्धं सर्जरसं मृदौ ॥ ३३१ ॥ रेचने तीक्ष्णकल्कं च कासघ्ने क्षुद्रिकोपणम् । वामने स्नायुचर्माद्यं दद्याद्धूमस्य पानकम् ॥ ३३२ ॥ व्रणे निंबवचाद्यं च धूपनं सम्प्रचक्षते ।

અગાઉ લખેલા શમનસંગ્નક ધૂમપાન માટે, વાગ્ભટ ગ્રંથમાં લખેલા; એલાદિ ગણના ઓષડોમાં, એલચી મોહટી બે ભાગ; શેલારસ, કોષ્ટ, વાઘાટીના મૂળ અથવા રાળ, જટામાંસી, વાળો, રોહીસતૃણ, કપુરી શાકવિશેષ, કરમાણી અજમો, જાડી તજ, તમાલપત્ર, તગર, દૂર્વા, જાઈના પાંત્રાનો રસ, શિંપી, વાઘનો નખ, દેવદાર, અગર, ઇશેષ, કેશર, ખાજકુહલીના મૂળ, ગુગ્ગળ. રાળ, કપુર, ઉંડીણા પુષ્પ, નાગચાંપા; એ પચિસ ઓષડો સરખે વજને લઇ, બીજા અધ્યાયમાં કલ્કની વિધી લખેલી રીતે, ચટણી વાટી તેની ધૂમપાન માટે નળી કરવી. મૃદુસંગ્નક માટે સ્નિગ્ધ, ઘી ઇત્યાદિકમાં શેળારસ મેળવીને, રેચનસંગ્નક માટે સરસી, રાઇ ઇત્યાદિક તીક્ષ્ણ, ઓષડોની ચટણી વાટીને તેની નળી કરવી. કાસઘ્ન. માટે રિંગણીમૂળ મરી ઇત્યાદિક ઓષડોની ચટણીની નળી કરવી. વમનસંગ્નક એટલે ઉલટી થવા માટે સ્નાયુ એટલે હરણ કે બકરાના ચામડા, તેના પગની ખુરી, શિંગડા, હાડકા ઇત્યાદિકની ચટણીની નળી કરવી. ગડગુમડા, નાશૂર ઇત્યાદિક વિંધવાળા રોગને, ધૂપ આપવા માટે લિંબડાના પાંત્રા અને ઘોડાવજ ઇત્યાદિક ઓષડની ચટણીની નળી કરી, તેનો ધૂપ આપવો.

(બાળગ્રહ ઈત્યાદિક રોગ દૂર થવાને ધૂપ.)

अन्येपि धूमा गेहेषु कर्तव्या रोगशांतये ॥ ३३३ ॥ सयथा । मयूरपिच्छं निंबस्य पत्राणि बृहतीफलम् । मरिचं हिंगु मांसी च बीजं कार्पाससंभवम् ॥ ३३४ ॥ छागरोमाहिनिर्मोकं विष्ठाबैडालिकी तथा । गजदंतश्च तच्चूर्णं किंचिद्धृतविमिश्रितम् ॥ ३३५ ॥ गेहेषु धूपनं दत्तं सर्वान्बालग्रहान् जयेत् । पिशाचान् राक्षसान् जित्वा सर्वज्वरहरं भवेत् ॥ ३३६ ॥

બાળગ્રહાદિક રોગ દૂર થવાને, મયૂરપિચ્છાદિ ધૂપના ઓષડોમાં મોરના પિછ, લિંબડાના પાંત્રા, રિંગણીના ફળ, મરી, હિંગ, જટામાંસી, કપાસયાના બીજ, બકરાના વાળ, સર્પની કાંચળી, બીલાડીની વિષ્ટા, હાથીદાંત; એ અગિયાર ઓષડના ચૂર્ણમાં થોડુંક ઘી મેળવી; સગડીમાં અગ્નિ ભરી તેની ઉપર થોડું ચૂર્ણ મુકી, રોગી બાળકને પાળણામાં સુવાડી નીચે દરરોજ ધૂપ કરવો; તેથી સંપુર્ણ બાળગ્રહાદિ રોગો, ભૂત રોગો, રાક્ષસ ઇત્યાદિક રોગ દૂર થાય.

(ધુમપાન અથવા ધૂપનું બળ.)

परिहारस्तु धूमेषु कार्यो रेचननस्यवत् ।

नेत्राणि धातुजान्याहुर्नलवंशादिजान्यपि ॥ ३३७ ॥

રેચકસંજ્ઞક નસ્યકર્મોમાં, રોગોના બળ માટે અગાઉ જે ઉપાય લખેલા છે; તેજ ઓષડોની નળી કરીને ધૂરી એટલે ધૂપ આપવો; અગર મોહમાં ઓષડની બાડીથી, દરેક ધૂમપાન કરવું હોય તો; સોના ઇત્યાદિકની અથવા બાંબુની, નળીનું મોહડું ઓષડની બાડીમાં ભગવી ધુવાડો ખેંચવો.

---

# अथ दशमोऽध्यायः प्रारंभः

## અથ દશમો અધ્યાય પ્રારંભ.

(કાઢાના કોગળા તેથી ધોવાનું અને મંજનની વિધી.)

चतुर्विधः स्याद्गंडूषः स्नैहिकः शमनस्तथा ।

शोधनो रोपणश्चैव कवलश्चापि तद्विधः ॥ ३३८ ॥

કોગળા કરવાની વિધી, સ્નૈહિક, શમન, શોધન, રોપણ; એવી રીતે ચાર પ્રકારે ઓષડોના જુદા ભેદાછે.

(કેટલા રોગો માટે સ્નૈહિક ઓષડોના કોગળા.)

स्निग्धोष्णैः स्नैहिको वाते स्वादुशीतैः प्रसादनः । पित्ते कट्वम्ललवणैरुष्णैः संशोधनः कफे ॥ ३३९ ॥ कषायतिक्तमधूरैः कटुष्णो रोपणो व्रणे । चतुःप्रकारो गंडूषः कवलश्चापि कीर्तितः ॥ ३४० ॥

સ્નિગ્ધમાં ઘી તેલ ઈત્યાદિકને ગરમ કરી, હુંફ ભરેલું હોય તેમાં ઉષ્ણ એટલે મરી ઇત્યાદિક તિખ્ખા પદાર્થોનું ચૂર્ણ મેળવીને કોગળા કરવા; સ્નૈહિક ગંડૂષ કહેછે; તેથી વાયુકોપના સર્વે રોગ દૂર થાય. સ્નેહપદાર્થમાં મધુર અને શિતળ પદાર્થ મેળવેથી, તેને શમનગંડૂષ કહેછે; તેથી પિત્તરોગ દૂર થાય. ઉપલા સ્નેહાદિકમાં તિખ્ખા, ખાટા, ખારા, ગરમ પદાર્થો મેળવેથી, તેને શોધન ગંડૂષ કહેછે; તેથી કફરોગ દૂર થાય. તુરાં, કડવાં, મધુર પદાર્થો મેળવેથી, તેને રોપણ ગંડૂષ કહેછે; તે હુફાયલું ગરમ હોવાથી, વ્રણાદિક એટલે ગોડ ગુમડા અને નાશૂર ઇત્યાદિક વિંધવાલા રોગોને ધોવાથી દૂર થાય. એવી રીતે ચાર પ્રકારે ગંડૂષ જાણવા.

(કોગળા અને ચગળવાના ઓષડોની વિધિ.)

असंचारी मुखे पूर्णे गंडूषः कवलश्चरः ।
तत्र द्रवेण गंडूषः कल्केन कवलः स्मृतः ॥ ३४१ ॥

ઓષડોનો કાડો ઇત્યાદિક પાતલી વસ્તું, ઘણું કરીને જે દ્રવ્ય પદાર્થો લએલા હોય, તેથી મોહ એટલું તો ભરવું કે તે ફેરવી ન શકાય, તેવું ભરીને કોગળા કરવા; તેને ગંડૂષ કહેછે. ઓષડની ચટણી ઇત્યાદિક વાટેલા કચરેલા પદાર્થો, મોહમાં ભરીને ચધળવું અથવા ફેરવવું; તેને કવળ કહે છે.

(ગંડૂષ અને કવળ ઓષડોનું વજન.)

द्रव्याद्रव्येषु चूर्णं च गंडूषे कोलमात्रकम् ।
कर्षप्रमाणः कल्कश्च दीयते कवले बुधैः ॥ ३४२ ॥

ગંડૂષ માટે હરયેક કાડો કરવો હોયતો, તેમાં ઓષડનું ચૂર્ણ અર્ધો તોલાસુધી નાંખવું; અને કવળ માટે ઓષડની ચટણી એક તોલાની જાણવી.

(ગંડૂષના કોગળા કરવાને, રોગીના ઉમ્મર અને હદનું પ્રમાણ.)

धार्यंते पंचमाद्वर्षाद्गंडूषकवलादयः ।
गंडूषान् सुस्थितः कुर्यात्स्विन्नभालगलादिकः ॥ ३४३ ॥
मनुष्यस्त्रीन् तथा पंच सप्त वा दोषनाशनात् ।

ગંડૂષ અને કવળાદિક ઉપાય કરવાને, રોગીની ઉમ્મર પાંચ વર્ષ પછી; સારી હુશીયારીથી બેશાડીને, રોગ દૂર થવા માટે કોગળા એટલા કરાવવા

કે શરીરે, કપાળે, ગળે, થોડોક પરસેવો છૂટે; તેટલા વખતસુધી કોગળા કરવા અથવા રોગ દૂર થાય ત્યાંસુધી, ત્રણ ત્રણ કલાકે કરવા.

### (કોગળા કરવાની બીજી રીત.)

कफपूर्णास्यतां यावच्छेदो दोषस्य वा भवेत् ॥ ३४४ ॥
नेत्रघ्राणस्नुतिर्यावत्तावद्गंडूषधारणम् ।

કફથી મોહ ભરાય અથવા રોગનું છેદન થાય; આંખોમાંથી, નાકમાંથી, કફ વહે, ત્યાંસુધી કોગળા કરવાને જારી રાખવું.

### (વાયુરોગોમાટે સ્નેહાદિક ગંડૂષ.)

तिलकल्कोदकं क्षीरं स्नेहो वा स्नैहिके हितः ॥ ३४५ ॥

તલની ચટણીમાં પાણી, દૂધ, તેલ; મેળવેથી; સ્નૈહિક પદાર્થ થાયછે; તેનો ઉપયોગ કોગળા કરવામાં લાવવું.

### (પિત્તરોગો ઉપર, શમનસંજ્ઞક ગંડૂષ.)

तिलनीलोत्पलं सर्पिः शर्कराक्षीरमेव च । सक्षौद्रो हनुवक्त्रस्थो गंडूषो दाहनाशनः ॥ ३४६ ॥

તલ, નિલાકમળ, ઘી, શાકર, દૂધ; સર્વે પદાર્થે એકઠા કરી, તેમાં મધ મેળવીને કોગળા કરવાથી; પિત્તકોપસંબંધી સર્વે રોગ તથા દાઢી અને મુખે બળત્તર થતી હોય તો દૂર થાય.

### (મોહમાં વિંધવાળી. ગાંઠ નાસૂરનાં વ્રણાદિક રોગ ઉપર મધુગંડૂષ.)

वैशद्यं जनयत्यास्ये संदधाति मुखव्रणान् ।
दाहतृष्णाप्रशमनं मधुगंडूषधारणम् ॥ ३४७ ॥

મધના કોગળા કરેથી, મોહમાં ફોડકા વિંધવાળા ગોડ, નાસૂર, ચાઠાં પડેલા, દાહ બળત્તરની તૃષાના રોગો દૂર થાય. મુખ સાફ થાય.

### (ઝેરના ઈત્યાદિક રોગ, અગ્નિમાં બળેલાને કોગળા.)

विषक्षाराग्निदग्धे च सर्पिर्धार्यं पयोऽथवा ।

શોમળ ઇત્યાદિક ઔષધીવસ્તુ ખાધાનો રોગ, ક્ષારજન્ય વિકાર, અગ્નિમાં બળેલાનો જન્ય વિકાર હોય તો, ઘી અથવા દૂધના કોગળા કરવા.

(દાંત હાલતા હોય તે ઉપર કોગળા.)

तैलसैंधवं गंडूषो दंतचाले प्रशस्यते ॥ ३४८ ॥

તલનું તેલ, સિંધાલૂણ; મેળવીને દરરોજ કોગળા કરેથી, દાંત મજબુત થાય.

(મુખ શોષ રોગ ઉપર કોગળા.)

शोषं मुखस्य वैरस्यं गंडूषः कांजिको जयेत् ।

મુખે શોષ પડતા હોય અથવા ચેહેરો તવાય તો, દાળના અધ્યાયમાં ઝાડા બંધ થવાને, લખેલી કાંજી છે તેના કોગળા કરવા.

(કફ રોગ ઉપર કોગળા.)

सिंधुत्रिकटुराजीभिरार्द्रकेण कफे हितः ॥ ३४९ ॥

સિંધાલૂણ, સુંઠ, મરી, પિપર, રાઇ; પાંચ ઓષડોનું ચૂર્ણ કરી આદાના રસમાં મેળવી કોગળા કરવા.

(કફ અને રકતપિત્ત રોગ ઉપર કોગળા.)

त्रिफलामधुगंडूषः कफासृक् पित्तनाशनः ।

હરડે, બેહેડા, આંમળાનું ચૂર્ણ; મધમાં મેળવીને કોગળા કરેથી, ઉપલા રોગો દૂર થાય.

(મુખ કે મોહ આવેલું અથવા પાકેલા ઉપર કોગળા.)

दार्वी-गडूची-त्रिफला-द्राक्षाजात्याश्च पल्लवाः ॥ ३९० ॥ यवासश्चेति तत्काथः षष्ठांशः क्षौद्रसंयुतः । शीतो मुखे धृतो हन्यान्मुखपाकं त्रिदोषजम् ॥ ३९१ ॥

દારૂહલદ, ગુળવેલ, હરડે, બેહડા, આંમળા, દરાખ, જાઇના પાંત્રા, ધમાસો; આઠ ઓષડો સરખે વજને લઇ કાડો કરવો. તેથી છઠ્ઠે હિસ્સે

તેમાં મધ મેળવી શીતળ પાડી કોગળા કરવા. તેથી ત્રણે દોષનો થયેલો જન્ય એટલે જન્ત વિકાર કે પાકેલા મૂખનો રોગ દૂર થાય.

(જે ઓષડોના કોગળા કરવા, તેજ ઓષડ ચાવવાને; ધોવાને વાપરવું.)

यस्यौषधस्य गंडूषस्तथैव प्रतिसारणम् ।
कवलश्चापि तस्यैव ज्ञेयोऽत्र कुशलैर्नरैः ॥ ३९२ ॥

વિંધવાળા રોગના ફોડકા કે ગાંઠો માટે, જેટલા ઓષડોના કોગળા લખેલા હોય, તેજ ઓષડોનો લેપકે લુગડી બાંધવી તેજ ઓષડના કાડાથી ધોવાને પ્રતિસારણ કરવું; અને ચથળવાને કવળ પણ તેજ ઓષડ વાપરવું.

(ઓષડનું કવળ ઈત્યાદિક કરવાની વિધિ.)

केशरं मातुलिंगस्य सैंधवव्योषसंयुतम् ।
हन्यात् कवलतोजाड्यमरुचिं कफवातजाम् ॥ ३९३ ॥

બીજોરાફળનું ખમણ કે ગરના રેશા કાઢવા, તેમાં સિંધાલૂણ, મરી, સૂંઠ, પિપરનું ચૂર્ણ મેળવી, તેનું કવળ એટલે ખમણ ખાવાથી; કફવાતજન્ય રોગ, અરોચકરોગ દૂર થાય.

(પ્રતિસારણ ઈત્યાદિકનો ભેદ.)

कल्काऽवलेहश्चूर्णं च त्रिविधं प्रतिसारणम् ।
अंगुल्यग्रगृहीतं च यथास्वं मुखरोगिणाम् ॥ ३९४ ॥

ચટણી; અવલેહ; ચૂર્ણ; ત્રણે તરેહથી વિંધવાળા ફોડકા, નાશૂરાદિ રોગ, હટાવવાને પ્રતિસારણ ઓષડ થાય; જે માણસને મુખમાં જેવો રોગ હોય, તેમાં તેવું ઓષડ ભરવાને, હાથના આંગળા ઉપર ઓષડનું પ્રતિસારણ લઈ, વિંધમાં ભરવું. જીભઉપર રોગ હોય તો, આખુ મોહ ઓષડથી ભરાય તેટલું ચોળવું.

(પ્રતિસારણ ચુર્ણ વિંધના નાશૂરાદિ રોગ ઉપર.)

कुष्ठं दार्वी समंगा च पाठा तिक्ता च पीतिका ।
तेजनी मुस्तलोध्रं च चूर्णं स्यात्प्रतिसारणम् ॥ ३९५ ॥
रक्तश्रुतिं दंतपीडां शोथं दाहं च नाशयेत् ।

કોષ્ટ, દારૂહળદ, ધાયટીના ફુલ, પહાડમૂળ. કડું હળદ. દેવખળ, નાગરમોથ, લોધ્ર; નવ ઔષડોનું ચૂર્ણ, જીભને, દાંતને, સર્વે મોહમાં આંગળાઉપર લઈને ચોળવું. તેવી રીતે ગડ, નાશૂર ઈત્યાદિક વિંધના સર્વે રોગ, દાંતના પેહડામાંથી લોહી પડનું, દાંતમાં થતી વેદના, સોજો, દાહ, બળત્તર એટલા રોગ દૂર થાય. તેને પ્રતિસારણ ચૂર્ણ કહેછે.

(કોગળા ઇત્યાદિકનો પ્રયોગ, થોડો કે ઘણો થવાના લક્ષણ.)

हीनयोगात्कफोत्क्लेशो रसाज्ञानारुची तथा ॥ ३९६ ॥

अतियोगान्मुखे पाकः शोषस्तृष्णाक्लमो भवेत ।

કોગળા ઈત્યાદિકની અલ્પ માત્રા થવાથી; કફનો વધારો થાય અને મધુર ઈત્યાદિક પદાર્થોનો સ્વાદ કે લહેજત ન સમજાય; અને અન્ન ઈત્યાદિક ખોરાક ઉપર અરૂચી થાય. ગંડૂષાદિક કોગળાનો વધારો થયો હોય તો, મોહ પાકીને તેમાં ફોડકા ઉત્પન્ન થાય. પાણીનો શોષ પડે, શરીર ગળાય ઈત્યાદિક લક્ષણો થાય.

(શુદ્ધ ગંડૂષના લક્ષણ.)

व्याधेरपचयस्तुष्टिर्वैशद्यं वक्त्रलाघवम् ॥३९७॥

इंद्रियाणां प्रसादश्च गंडूषे शुद्धिलक्षणम् ।

ગંડૂપ ઈત્યાદિકના કોગળા સારી રીતે થવાથી; રોગનો નાશ, અંતઃકરણને સંતોષ, મુખ નિર્મળ, શરીર હલકુ; રસ ઈત્યાદિક પદાર્થો વિશે ઈંદ્રિયોને પ્રસન્નતા થાય,

---

# अथैकादशोऽध्याय प्रारंभः

## અથ અગિયારમો અધ્યાય પ્રારંભ.

### लेपादिविधि.

(લેપ ઈત્યાદક વિધી.)

आलेपस्य च नामानि लिप्तो लेपश्च लेपनम् ॥ ३९८ ॥ दोषघ्नो विषहा वर्ण्यो मुखलेपस्त्रिधा मतः । त्रिप्रमाणश्चतुर्भागस्त्रिभागोर्धांगुलो-

न्नतः ॥३५९॥ आर्द्रो व्याधिहरः सःस्याच्छुष्को दूषयति च्छाविम्

લેપાદિકમાં લિપ્ત એટલે જાડોથર, લેપ એટલે લુગદી પોટીસ લેપન એટલે લીપવાને ત્રણ રીત છે. જે લેપ દોષઘ્ન નામે છે, તેમાંથી સોઝો ખજવાળ ઇત્યાદિક થઇ રોગ દૂર કરેછે; તે વિષઘ્ન નામે લેપમાં ભીલામો, વચ્છનાગ ઇત્યાદિક ઝેરી પદાર્થ હોવા છતા, પણ તે રોગ દૂરકર્તા છે. વર્ણ્યનામે લેપથી, મુખે અને ચામડીને તેજ આવેછે. મુખલેપ એટલે મોહમાં લેપ કરવાને ત્રણ પ્રકાર. તેમાં જે લેપનો એક આંગળ ઉંચો ઠર ચઢેલો હોયતો, તેને દોષઘ્ન કહેછે. પોણો, આંગળ ઉંચો ઠર હોય તો, તેને વિષઘ્ન કહેછે. અર્ધા આંગળ ઉંચો હોયતો; તેને વર્ણ્ય કહેછે. ઉપલી રીતે લેપોની ત્રણ રીતો જુદી જાણવી. જે લેપ પાતળો અથવા ભીનો હોય તો, રોગ દૂરકર્તા જાણવો. જે લેપ શૂકો હોયતો, ચામડીને દૂઃખકરતા જાણવું. તેની વીગત નીચે લખેલી છે.

(દોષઘ્ન લેપની વિધી.)

पुनर्नवां दारुशुंठीं सिद्धार्थं शिग्रुमेव च ॥ ३६० ॥
पिष्ट्वा चैवारनालेपं न प्रलेपः सर्वशोथहा ।

પુનર્નવા, દેવદાર, સૂંઠ, સરશી, શેકટાની છાલ; એ પાંચ ઓષડો સરખે વજને લેવા, તેને ઝાડા બંધ થવાને ઢાળના અધ્યાયમાં, કાંજી બનાવવાની રીત લખેલી છે; તે કાંજીમાં વાટીને, તેનો લેપન કરેથી, નવ પ્રકારના સોઝાના રોગો દૂર થાય.

(દાહશમના એટલે બળત્તર સમાવવાનો લેપ.)

बिभीतफलमज्जास्तु लेपो दाहार्तिनाशनः ॥ ३६१ ॥

બેહડા ફળના ઠલીયામાંથી મગજ કાડી; તેની ચટણી વાટી લેપો નામે લેપ કરેથી; બળત્તરસહિત સોઝાની ગાંઠો, શરીરે દાહ રોગ દૂર થાય

शिरीषं मधुयष्टी च तगरं रक्तचंदनम् । एलामांसीनिशायुग्मं कुष्टं वालकमेव च ॥ ३६२ ॥ इति संचूर्ण्य लेपोयं पंचमांशघृतपतः जले न क्रियते सुज्ञैर्दशांग इति संज्ञितः ॥ ३६३ ॥ विसर्पान् विष-विस्फोटान् शोथदुष्टव्रणान् जयेत् ।

સરશી, જેઠીમધ, તગર, રતાંજળી, એલચી, જટામાંસી, હલદ, દારૂ હલદ, કોષ્ઠ, વાળો; એ દશ ઓષડો સરખે વજને ચૂર્ણ કરી, તેથી પાંચમે હિસ્સે, ઘીની સાથે ભેળીને પાણીમાં કાલવેથી; તેને દશાંગ લેપના કહેછે, તે લેપ શરીરે કરેથી વિસર્પ રોગ; વિષદોષ, વિસ્ફોટક, સોઝાનો, દુષ્ટ વણ એટલે ફોડકા નાસૂર ભગંદર ઇત્યાદિ વિંધના રોગ દૂર થાય.

(વિષઘ્ન લેપ.)

अजादुग्धतिलैर्लेपो नवनीतेन संयुतः ॥ ३६४ ॥
शोथमारुष्करं हंति लेपो वा कृष्णमृत्तिकैः ।

બકરીના દૂધમાં તલની ચટણી વાટી, તેમાં માખણ મેળવીને લેપ કરવો અથવા કાળી મંટોડી અને તળ એકઠા વાટી, તેમાં માખણ મેળવી લેપ કરવો; તેથી ભીલામા ઇત્યાદિકના લેપથી આવેલો સોજો દૂર થાય.

(બીજી રીતે.)

लांगल्यतिविषालाबूजालिनीबीजमूलकैः ॥ ३६५ ॥
लेपो धान्यांबुसंपिष्टः कीटविस्फोटनाशनः ।

કળલાવી, અતિવિષ, કડવા દૂધ્યાના બીજ, કડવા પંડોળા કે તુરીઆના બીજ, મુળાના બીજ; એ પાંચ ઓષડો, સરખે વજને; આડા બંધ થવાને ઢાળના અધ્યાયમાં લખેલી કાંજીમાં સર્વેની ચટણી વાટી લેપો કરેથી, સર્પ ઇત્યાદિક કીડાનો થયેલો ડંખ, વિસ્ફોટક રોગ દૂર થાય.

(ખરસવા, ખુબસૂર્તી માટે, મુખે ખીલ કે કળાસ ઉપર લેપ.)

रक्तचंदनमंजिष्ठालोध्रकुष्ठी प्रियंगवः ॥ ३६६ ॥
वटांकुरा मसूराश्च व्यंगघ्ना मुखकांतिदाः ।

રતાંજળી, મજીઠ, લોધ્ર, કોષ્ઠ, કાંગ, વડના કુંમળા બીજ, મસુર; એ સાત ઓષડો સરૂખે વજને, પાણીમાં વાટીને લેપ કરેથી, મુખેકળાસ, વાંગના શરીરસડાને રોગ દૂર થાય, મૂખના ચેહરા ઉપર લેપ કરેથી તેજ વધે.

(બીજી રીતે.)

मातुलिंगजटासर्पिः शिलागोशकृतो रसः ॥ ३६७ ॥
मुखकांतिकरो लेपः पिटिकाव्यंगकालजित् ।

બીજોરાના મૂળ, ઘી, મનશીળ, ગાયના છાણનો રસ; એ ચાર ઓષડો એકઠા કરી, મૂખના ચેહરા ઉપર લેપ કરેથી, કાંતીમાં વધારો થાય. મુખે ખીલ, કળાસનો કાળો કોડ, વાંગ રોગ, નિલિકા રોગ દૂર થાય.

(જુવાનીના ખીલ અથવા ફોડકા ઉપર ત્રણ લેપો.)

लोध्रधान्यवचालेपस्तारुण्यपिटिकापहः ॥ ३६८ ॥
तद्वद्गोरोचनायुक्तं मरीचं मुखलेपनात् ।
सिद्धार्थकवचालोध्रसैंधवैश्च प्रलेपनम् ॥ ३६९ ॥

લોધ્ર, ધાણા, ઘોડાવજ; એ ત્રણે ઓષડો સરખે વજને પાણીમાં, ચટણી વાટી મુખ ઉપર લેપ કરવો. ગોરૂચંદન અને મરી બે ઓષડોની ચટણી વાટીને લેપ કરવો. રાઇ, ઘોડાવજ, લોધ્ર, સિંધાલુણ; ચાર ઓષડો પાણીમાં વાટીને લેપ કરેથી ફાયદો થાય.

(મુખે કળાસ, અરસવા વાંગ રોગો ઉપર ત્રણ જાતના લેપો.)

व्यंगेषु चार्जुनत्वग्वा मांजिष्ठा वा समाक्षिकः ।
लेपः स नवनीतो वा श्वेताश्वखुरजा मषी ॥ ३७० ॥

અર્જુન વૃક્ષની છાલનું ચૂર્ણ, મધ અને માખણ સાથે મેળવી લેપ કરવો. મજીઠનું ચુર્ણ, મધ અને માખણમાં મેળવીને લેપ કરવો. સફેદ ઘોડાના પગની ખુરી સંબંધી હાડની રાખ કરી, તેને મધ અને માખણ સાથે મેળવીને લેપ કરવાથી ઉપલા રોગ દૂર થાય.

(શરીરે કાળા કોહોડ ઉપર લેપ.)

अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा विलेपनात् ।
मुखकार्ष्ण्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम् ॥ ३७१ ॥

આકડાના દુધમાં; હળદ વાટી દરરોજ લેપ કરેથી; ઘણા દિવસનો થયેલો કાળો કોહોડ હોયતો તેપણ દૂર થાય

(જુવાનીમાં મુખ ઉપર થતા ખીલ અથવા ફોલ્લી ઉપર.)

वटस्य पांडुपत्राणि मालती रक्तचंदनम् ।
कुष्टं कालीयकं लोध्रमेभिर्लेपं प्रयोजयेत् ॥ ३७२ ॥
तारुण्यपिटिकाव्यंगनीलिकादिविनाशनम् ।

વડના પાકેલા પાંત્રા, ચંબેલી, રતાંજળી, કોષ્ટ, દારૂહળદ, લોધર; એ ૭ ઓષડોની ચટણી વાટી લેપ કરેથી ઉપલા રોગ દૂર થાય.

(મસ્તકે તિક્ષણ વેદના થતા ફોડકા ઉપર લેપ.)

पुराणमथ पिण्योकं पुरीषं कुक्कुटस्य च ॥ ३७३ ॥
मूत्रपिष्टः प्रलापोऽयं शीघ्रं हन्यादरूंषिकाम् ।

તલનો જુનો ખોળ, મરઘાની હઘાર; એ ઓષડોને ગાયના મૂત્રમાં વાટી લેપ કરેથી, મસ્તકે થતા તિક્ષણ વિંધવાળા ફોડકા દૂર થાય.

(બીજી રીતે બે લેપો.)

खदिरारिष्टजंबूनां त्वग्भिर्वा मूत्रसंयुतैः ॥ ३७४ ॥
कुटजत्वक्सैंधवं वा लेपो हन्यादरुंषिकाम् ।

ખેરના ઝાડની છાલ, કડવા લિંબડાની, જાંબુની ત્રણે ઝાડની અંતર છાલનું ચૂર્ણ, ગાયના મૂત્રમાં વાટીને દરરોજ લેપ કરેથી, ઉપલા રોગીને ફાયદો થાય. કુડાની છાલ, સિંધાલુણ; ગાયના મૂત્રમાં વાટીને દરરોજ લેપ કરેથી, સર્વે વિંધવાળી ગાંઠો કે ફોડકાના રોગો દૂર થાય.

(મસ્તક દુખવાના, શખ્ત રોગો ઉપર.)

प्रियालबीजमधुककुष्ठमाषैः ससैंधवैः ॥ ३७५ ॥
कार्यो दारुणके मूर्ध्नि प्रलेपो मधुसंयुतः ।

ચારોળી, જેઠીમધ, કોષ્ટ, અડદ, સિંધાલૂણ; પાંચ ઓષડોનું સરખે વજને ચૂર્ણ; મધમાં કાળવી મસ્તકે દરરોજ લેપ કરેથી, દારૂણ વેદનાનો રોગ થતો હોયતો તે દૂર થાય.

(બીજી રીતે બે તરેહના લેપો.)

दुग्धेन खाखसबीजं प्रलेपाद्दारुणं जयेत् ॥ ३७६ ॥
आम्रबीजस्य चूर्णं तु शिवाचूर्णसमद्वयम् ।
दुग्धपिष्टः प्रलेपोऽयं दारुणं हंति दारुणम् ॥ ३७७ ॥

ખસ ખસ દુધમાં વાટીને મસ્તકે લેપ કરવો; લીલા આંમળાના બીજ, હીમજ, બેહુંની સરખે વજને ચટણી દુધમાં વાટી લેપ કરવાથી, મસ્તકે અતિશે ભયંકર રોગ હોયતો તે દૂર થાય.

(વાળ ખરી પડવાનો, ઈંદ્રલુપ્ત રોગ ઉપર લેપ.)

रसस्तिक्तपटोलस्य पत्राणां तद्विलेपनात् ।
इंद्रलुप्तः शमं याति त्रिभिरेव दिनैर्ध्रुवम् ॥ ३७८ ॥

કડવા પંડોળાના પાંત્રાનો રસ કાઢી, ઉપરા ઉપરી ત્રણ વેળાએ લેપ કરેથી, હરએક જગાએથી, વાળ ખરી પડતા હોયતો તે અટકે; અને પછી નવા વાળ આવવાને નિચે લખેલા લેપ કરવો.

(બીજી રીતે બે લેપો.)

इंद्रलुप्तापहो लेपो मधुना बृहतीरसः ।
गूंजामूलफलं वापि भल्लातकरसोपि वा ॥ ३७९ ॥

ભોયરિંગણીના પાંત્રાના રસમાં, મધ મેળવીને લેપ કરવો. ચણોઠી અથવા તેના મૂળનો રસ કાઢી, તેમાં મધ મેળવીને લેપ કરવો.

(શરીરના વાળનો વધારો થવાને લેપ.)

गोक्षुरस्तिलपुष्पाणि तुल्ये च मधुसर्पिषी ।
शिरःप्रलेपनं तेन केशसंवर्धनं परम् ॥ ३८० ॥

ગોખરૂં, તલના ફુલ, મધ, ઘી, ચારે વસ્તું સરખા વજનેની ચટણી વાટી, તેનો લેપ દરરોજ કરેથી વાળનો વધારો થાય.

(વાળ વધારે ઉગવાનો લેપ.)

हस्तिदंतमषीं कृत्वा छागीदुग्धं रसांजनम् ।
रोमाण्यनेन जायंते लेपात्पाणितलेष्वपि ॥ ३८१ ॥

હાથીદાંતની રાખ, રસાંજન એટલે દારૂ હલદને બકરીના દુધમાં, માવો કરવો, તે બેહુંની બકરીના દુધમાં ચટણી વાટી, જે જગ્યાએથી વાળ ગયેલા હોય, તે જગાએ દરરોજ લેપ કરેથી ગયેલા, વાળ પાછા ઉગીઆવે.

બીજો લેપ.

यष्टींदीवरमृद्वीकातैलाज्यक्षीरलेपनैः ।
इंद्रलुप्तः शमं याति केशाः स्युः सघना दृढाः ॥ ३८२ ॥

જેઠી મધ, કમળ, દરાખ, ત્રણેની ચટણી; તલનું તેલ, ગાયનું દુધ, ઘી, ૭ વસ્તું ભેળવી દરરોજ લેપ કરેથી ગયેલા વાળ પાછા આવે.

(ત્રિજી રીતે લેપ.)

चतुष्पदानां त्वग्रोमनखशृंगास्थिभस्मभिः ।
तैलेन सह लेपोऽयं रोमसंजननः परः ॥ ३८३ ॥

ચાર પગના જનાવરમાં બકરા ઇત્યાદિકનું ચામડું, તેના વાળ, નખ, શિંગડા, હાડકાની ખાક કરી; તેને તલના તેલમાં કાલવી દરરોજ લેપ કરેથી, વાળ પાછા આવે; એ લેપ નવા વાળ ઉગવાને ઘણો ઉત્તમ છે.

(કાળા વાળ થવાને લેપ એટલે કલફ)

इंद्रवारुणिकाबीजतैलेनाभ्यंगमाचरेत् ।
प्रत्यहं तेन कालाग्निसन्निभाः कुंतला अलम् ॥ ३८४ ॥

ઇંદ્રવારૂણિકા એટલે લઘુ કુંવડલીના બીજનું તેલ, પાતળા યંત્રેથી કાડીને, સફેદ વાળ ઉપર દરરોજ ઘસેથી સરશ કાળા થાયછે.

(બીજી રીતે.)

अयोरजो भृंगराजस्त्रिफला कृष्णमृत्तिका ।
स्थितमिक्षूरसे मासं लेपनात्पलितं जयेत् ॥ ३८५ ॥

લોહડાનો કીટ, ભાંગરો, હરડા, બેહડા, આંમળા, કાલી મંટોડી; એ છ વસ્તુંનું સરખે વજને ચૂર્ણ, શેરડીના રસમાં એક મહીના સુધી ભીંજવી મુકવું; પછી સફેદ વાળ ઉપર લુગદી છ કળાક બાંધેથી કાળા થાયછે.

(ત્રીજી રીતે લેપ.)

धात्रीफलत्रयं पथ्ये द्वे तथैकं बिभीतकम् । पंचाम्रमज्जालोहस्य कर्षैकं च प्रदीयते ॥ ३८६ ॥ पिष्ट्वा लोहमये भांडे स्थापयेद्दुषितं निशि । लेपोऽयं हंति न चिरादकालपलितं महत् ॥ ३८७ ॥

આંમળીના ચિચૂંકા ત્રણ, હરડે બે, બેહેડું એક, આંબાની ગોટલી પાંચ, લોહડાનો કીટ એક તોલો; સર્વેને લોહડાની કઢઈમાં ઘુટવું; એક રસ થવાથી આખી રાત તેમાંજ રાખ્વું; બીજે દિવસે તેની લુગદી છ કળાક બાંધેથી સફેદ વાળ થયેલા કાળા થાય.

(ચોથી રીતે લેપ.)

त्रिफलानीलिकापत्रं लोहं भृंगराजः समम् ।
अजामूत्रेण संपिष्टं लेपात्कृष्णीकरं स्मृतम् ॥ ३८८ ॥

હરડા, બેહેડા, આંમળા, ગળીના પાંત્રા, લોહડાનો કીટ, ભાંગરો; સર્વે ઓષડો સરખે વજને બકરીના મૂત્રમાં, ચટણી વાટીને લુગદી બાંધેથી સફેદ થયેલા વાળ કાળા થાય.

(પાંચમી રીતે લેપ.)

त्रिफलालोहचूर्णं च दाडिमत्वग्बिसं तथा। प्रत्येकं पंचपलिकं चूर्णं कुर्याद्विचक्षणः ॥ ३८९ ॥ भृंगराजरसस्यापि प्रस्थषट्कं प्रदापयेत्। क्षिप्त्वा लोहमये पात्रे भूमिमध्ये निधापयेत् ॥ ३९० ॥ मासमेकं ततः कुर्याच्छागीदुग्धेन लेपनम् । कूर्चे शिरसि रात्रौ च संवेष्टयैरंडपत्रकैः ॥ ३९१ ॥ स्वपेत्प्रातस्ततः कुर्यात्स्नानं तेन च जायते। पलितस्य विनाशश्च त्रिभिर्लेपैर्न संशयः ॥ ३९२ ॥

હરડા, બેહેડા, આંમળા, લોહડાનો કીટ, દાડમની છાલ, કમળનાં દાંડા; છ ઓષડો વિસ વિસ તોલાનું ચૂર્ણ કરવું. લોખંડના વાસણમાં ભાંગરાનો રસ તોલા ૩૮૪ ભરી, તેમાં ઉપલું ચૂર્ણ નાંખી મજબુત ઢાંકણું ઢાંકી, એક મહીના સુધી જમીનમાં ડાટી મુકવું, પછી તે વાસણ બહાર કાડી, ઓષડને બકરીના દુધમાં કાળવી, સફેદ વાળ થએલા ઉપર દરરાત્રે લુગદી મુકી, તે ઉપર શૂરતી એરંડયાના પાત્રાં બાંધવા, પછી નિદ્રા કરવી, સવારે નાહતી વખતે લેપ ધોઈ નાખવો, તે લેપ દરરોજ બાંધેથી તાકીદે વાળ કાળા થાયછે.

(શરીરના વાળ ખેરવી નાખવાને લેપ.)

शंखचूर्णस्य भागौ द्वौ हरितालं च भागिकम् । मनःशीला चार्धभागा स्वर्जिका चैकभागिका ॥ ३९३ ॥ लेपोऽयं वारिपिष्टस्तु केशानुत्पाट्य दीयते । अनया लेपयुक्त्या च सप्तवेलं प्रयुक्तया । ॥ ३९४ ॥ निर्मूलकेशस्थानं स्यात्क्षपणस्य शिरो यथा ।

શંખનું ચૂર્ણ બે તોલા, હરતાળ એક તોલો, મનશીલ ૦॥ તોલો, સાજી ખાર એક તોલો; ચાર ઓષડોને પાણીમાં વાટી સાત દિવસ સુધી, રોજ લેપ કરેથી વાળ આવવાની જગ્યા નિર્મૂળ થાય; એટલે તે જગાએ ફરીને કોઈ પણ દિવસે વાળ ન આવે, અને તે જગા શૂંવાળી થાય.

(બીજી રીતે લેપ.)

तालकं शाणयुग्मं स्यात् षट्शाणं शंखचूर्णकम् ॥ ३९५ ॥ द्विशाणिकं पलाशस्य क्षारं दत्त्वा प्रमर्दयेत् । कदलीदंडतोयेन रविपत्ररसेन•वा ॥ ३९६ ॥ अस्यापि सप्तभिर्लेपैर्लोम्नां शातनमुत्तमम् ।

હરતાલ ०I તોલો, શંખનું ચૂર્ણ ૧II તોલો, પળાશનો ખાર ०II તોલો, ત્રણેને કેળના રસમાં અથવા આકડાના પાંત્રાના રસમાં ખ-ળીને સાત દિવસ સુધી રોજ લેપ કીધાથી, તે જગ્યાએથી વાળનાં મૂળ ખરી જઇ પાછા ન આવે.

(સફેદ કોહોડ દૂર થવાને લેપ.)

सुवर्णपुष्पी काशीसं विडंगानि मनःशिला ॥ ३९७ ॥
रोचना सैंधवं चैव लेपनात् श्वित्रनाशनम् ।

સુવર્ણપુષ્પી એટલે પીળી જાઈ, કાંટા ધંતુરાના પીળા ફુલ, નાગકેશરના ફુલ, ત્રણેમાંથી હરએક, હીરાકસી, વાવડિંગ; મનશીળ, ગોરૂચંદન, સિંધાલુણ; એ છ ઓષડો સરખે વજને ગાયનાં મૂત્રમાં ખલીને દરરોજ લેપ કરેથી સફેદ કોહોડ દૂર થાય.

(બીજી રીતે લેપ.)

वायस्येडगजा कुष्टकृष्णाभिर्गुटिका कृता ॥ ३९८ ॥
बस्तमूत्रेण संपिष्टा प्रलेपात् श्वित्रनाशिनी ।

વાયસ્યેડં એટલે કાવલી, અગરચંદન, ટરપીનટાઈન તેલ, કાકજંઘા, ત્રણે માંથી હરએક, ટાંકલાના બીજ, કોષ્ટ, પિપર; ચાર ઓષડો સરખે વજને બકરાનાં મૂત્રમાં ખલીને, દરરોજ લેપ કરેથી સફેદ કોહોડ દૂર થાય.

(ત્રીજી રીતે લેપ.)

बाकूची वेतसो लाक्षा काकोदुंबरीका कणा ॥३९९॥ रसांजनमयश्चूर्णं तिलाः कृष्णास्तदेकतः । चूर्णयित्वा गवां पित्तैः पिष्ट्वा च गुटिका कृता ॥४००॥ अस्याः प्रलेपात् श्वित्राणि प्रणिश्यंति वेगतः ।

ચીનીકબાબા, નેત્તર, લાખ, કાળો ઉંબરો, પિપર, રસાંજન, લોખંડનો કીટ, કાળા તળ; આઠ ઓષડો સરખે વજને ચૂર્ણ; ગાયના

કપિલા મચ્છના પિત્તમાં ખલીને ગોળી બાંધવી, તેમાંથી એકેક ગોળી ને ગાય કે બકરાના મૂત્રમાં અથવા પાણીમાં ઘસીને લેપ કરેથી સફેદ કોઢાડ તાકીદ દૂર થાય.

(દરાઝ ઈત્યાદિક કુષ્ઠ રોગ ઉપર લેપ.)

धात्रीसर्जरसश्चैव यवक्षारश्च चूर्णितैः ॥ ४०१ ॥
सौवीरेण प्रलेपोऽयं प्रयोज्यः सिध्मनाशने ।

આંમળાં, રાળ, જવખાર, ત્રણને, સૌવીરમાં એટલે ઢાળના અધ્યાયમાં લખેલી કાંજીમાં, ખલીને લેપ કરેથી અઢાર જાતના શરીરસડાના રોગ દૂર થાય.

(બીજી રીતે લેપ.)

दार्वीमूलकबीजानि तालकं सुरदारु च ॥ ४०२ ॥ तांबूलपत्रं सर्वाणि कार्षिकाणि पृथक् पृथक् । शंखचूर्णं शाणमात्रं सर्वाण्येकत्र चूर्णयेत् ॥४०३॥ लेपोऽयं वारिणा पिष्टः सिध्मनां नाशनः परः ।

દારૂહળદ, મુળાનાં બીજ, હરતાળ, દેવદાર, નાગરવેલીપાન; એ પાંચ ઓષડોનું ચૂર્ણ એકેક તોલો, શંખનું ચૂર્ણ ૦। તોલો, સર્વે પાણીમાં ખલીને લેપ કરેથી ઉપલા અઢાર પ્રકારના કુષ્ઠરોગ દૂર થાય.

(આંખોના રોગો ઉપર લેપ.)

हरीतकीसैंधवं च गैरिकं च रसांजनम् ॥ ४०४ ॥
विडालको जले पिष्टः सर्वनेत्रामयापहः ।

હરડે, સિંધાલુણ, ગેરૂ, રસાંજન; ચાર ઓષડો સરખે વજને પાણીમાં ખલી આંખો ઉપર લેપ કરેથી, આંખોના સરવે રોગો દૂર થાય.

(બીજી રીતે લેપ.)

रसांजनं व्योषयुतं संपिष्टं वटकी कृतम् ॥ ४०५ ॥
कंडपाकान्यितां हंति लेपांदंजननामिकाम् ।

બસ્તિના અધ્યાયમાં લખેલા રસાંજન, સુંઠ, મરી, પિપર; એ ચાર ઓષડા સરખે વજને પાણીમાં ખલીને ગોળી બાંધવી; તેમાંથી એક ગોળી પાણીમાં થોડીક ઘસીને લેપ કરેથી આંખોને ખજવાળ, પાકેલી આંજણીની ફોડકીના રોગ દૂર થાય,

(ખજવાળ દરાઝ ઈત્યાદિક શરીર સડા ઉપર લેપ.)

प्रपुन्नाडस्य बीजानि बाकूची सर्षपास्तिलाः ॥ ४०६ ॥
कुष्टं निशाद्वयं मुस्तं पिष्टा तक्रेण लेपतः ।
प्रलेपादस्य नश्यंति कंडूदद्रुविचर्चिकाः ॥ ४०७ ॥

ટાકળાના બીજ, ચીનીકબાલા, સરશી, તલ, કોઠ, હળદ, દારૂહળદ, નાગરમોથ; આઠ ઓષડો સરખે વજનેનું ચૂર્ણ. છાસમાં ખલીને પ્રલેપાદસ્ય નામે લેપ કરેથી; ખજવાળ, બળત્તર, પગ ફાટી ભીગડા પડવાનો વિચર્ચિકા ઈત્યાદિક શરીરસડાનો રોગ દૂર થાય.

(ખરસવું, ખરજ, દાદ્રુ ઈત્યાદિક; શરીર સડાની બળત્તર ઉપર લેપ.)

हेमक्षीरीविडंगानि दरदं गंधकस्तथा । दद्रुघ्नः कुष्ठसिंदूरं सर्वाण्येकत्र मर्दयेत् ॥ ४०८ ॥ धत्तूरनिंबतांबुलीपत्राणां स्वरसैः पृथक् । अस्य प्रलेपमात्रेण पामादद्रुविचर्चिकाः ॥ ४०९ ॥ कंडूश्च रसकश्चैव प्रशमं यांति वेगतः ।

પિસોળા અથવા પિળા ફુલનો ધંતુરો, વાવડિંગ, હિંગળો, ગંધક, ટાકળાના બીજ, કોષ્ઠ, સિંદુર; એ સાત ઓષડોનું ચૂર્ણ સરખે વજને, ધંતુરાના પાંત્રાના રસમાં ખલીને; પછી કડવા લિંબડાના પાંત્રાના રસમાં ખલીને; પછી નાગરવેલી પાનના રસમાં ખલીને; એકેક પછી એકનો પ્રલેપ નામે લેપ કરેથી; ખરજ, ખરસવું, દરાઝ, પગ ફાટી ભીગડા પડેછે તે, ખજવાળ, ચરકસ ઈત્યાદિક શરીર સડાના સર્વે રોગ દૂર થાય.

(બીજી રીતે.)

दूर्वाभयासैंधवं च चक्रमर्दः कुठेरकः ।
एभिस्तक्रयुतो लेपः कंडूदद्रुविनाशनः ॥ ४१० ॥

દૂર્વા, હરડે, સિંધાલૂણ, ટાકળાના બીજ, રાનીતુલશી; એ પાંચ ઓષડો છાસમાં ખલીને લેપ કરેથી ખજવાળ, દરાઝ, બળત્તર, ખરસવા ઈત્યાદિક શરીરસડાની બળત્તર સહિત રોગ દૂર થાય.

(લોહી ઉકાળાના રકતપિત્તાદિકરોગ ઉપર લેપ.)

चंदनोशीरयष्टयाह्वबलाव्याघ्रनखोत्पलैः ।
क्षीरपिष्टैःप्रलेपः स्याद्रक्तपित्तशिरोरुजि ॥ ४११ ॥

રતાંજળી, વાળો, જેઠીમધ, ચિકણામૂળ, વાઘના નખ, કમળ; છ ઓષડોનું ચૂર્ણ, સરખે વજને દૂધમાં ખલીને પ્રલેપ કરેથી; લોહી ઉકળો, રકતપિત્તના સંબંધે લોહીના ઝાડા ઉલટીકે મસ્તકે લોહી ચડી વેદના થતી દૂર થાય.

(ઉદર્દ એટલે વિસર્પ, ઈસપ રોગોની બળત્તર ઉપર લેપ.)

सिद्धार्थरजनीकुष्ठप्रपुन्ना डतिलैः सह ।
कटुतैलेन संमिश्रमुदर्दघ्नं प्रलेपनम् ॥ ४१२ ॥

સરશી, હળદ, કોષ્ઠ, ટાકલાના બીજ, તલ; પાંચ ઓષડોનું ચૂર્ણ સરખે વજને, સરશવા તેલમાં ખલીને પ્રલેપ ન કરેથી; શીતપિત્તનો ભેદ ઉદર્દ અથવા શીલસનો રોગ દૂર થાય.

(વાત વિસર્પ એટલે આખા શરીરે વિંધવાળી બળત્તર સહિત ફોડકીના રોગો ઉપર લેપ.)

रास्नानीलोत्पलं दारु चंदनं मधुकं बला ।
घृतक्षीरयुतो लेपो वातवीसर्पनानशः ॥ ४१३ ॥

રાસ્ના, લિલાકમળ, દેવદાર, રતાંજળી, જેઠીમધ, ચિકણામૂળાઃ છ ઓષડોનું ચૂર્ણ સરખે વજને, ઘી, દૂધમાં ખલીને લેપો કરેથી; ઉપલા રોગ દૂર થાય.

(પિત્ત વિસર્પ, એટલે આખા શરીરે વિંધવાળી બળત્તરસહિત ફોડકીના રોગો ઉપર લેપ.)

मृणालं चंदनं लोध्रमुशीरं कमलोत्पलम् ।
सारिवामलकीपथ्या लेपः पित्तविसर्पनुत् ॥ ४१४ ॥

કમળના દીટયા, રતાંજળી, લોધર, વાળો, કમળ ફુલ, કમળના પાંત્રા, ઉપટસુલીના મૂળ, આંમળા, હરડે; એ નવ ઓષડો સરખે વજને, પાણીમાં ઝીણા વાટીને લેપ કરેથી; ઉપલા રોગ દૂર થાય.

(કફ વિસર્પ, એટલે બળત્તર સહિત વિંધવાળી ફોડકીના રોગ ઉપર લેપ.)

त्रिफलापद्मकोशीरं समंगा करवीरकम् ।
नलमूलमनंता च लेपः श्लेष्मविसर्पहा ॥ ४१५ ॥

હરડે, બેહડા, આંમળા, પદમકાષ્ટ, વાળો, ધાવડીના ફુલ, નેપ્રી, દેવનળાના મૂળ, ધમાસો; એ નવ ઓષડો સરખે વજને પાણીમાં ખલીને લેપ કરેથી ઉપલા રોગ દૂર થાય.

(પિત્ત વાત રક્તો ઉપર.)

मूर्वा नीलोत्पलं पद्मं शिरीषकुसुमैः सह ।
प्रलेपः पित्तवातास्रे शतधौतघृतप्लुतः ॥ ४१६ ॥

મોરવેલ, લિલાકમળ પદ્મકાષ્ઠ, સરશીના ફુલ; એ ચાર ઓષડો-સરખે વજને ચૂર્ણ; ઘીને એકસો વખતે સારી રીતે પાણીમાં ધોઇ, તેમાં ચુર્ણ કાલવીને પ્રલેપ નામે લેપ કરેથી; ઉપલો રોગ દૂર થાય.

(નાકમાંથી લોહી વેહેતું હોય તે ઉપર લેપ.)

आमलं घृतभृष्टं तु पिष्टं कांजिकवारिभिः ।
जयेन्मूर्ध्नि प्रलेपेन रक्तं नासिकयास्रुतम् ॥ ४१७ ॥

આંમળાનું ચૂર્ણ; ઘીમાં તળીને, દ્વાળના અધ્યાયમાં ઝાડા બંધ થવાને લખેલી કાંજીમાં વાટી, મસ્તકે પ્રલેપન નામે લેપ કરેથી ઉપલો રોગ દૂર થાય.

(વાયુ કોપ સંબંધી મસ્તક પીડા. ઉપર લેપ.)

कुष्ठमेरंडतैलेन लेपात्कांजिकपेषितम् ।
शिरोर्तिं वातजां हन्यात्पुष्पंवा मुचकुंदजम् ॥ ४१८ ॥

કોષ્ઠની અથવા મુચકુંદાના ફુલની કાંજીમાં ચટણી વાટી, તેમાં એરંડયું, તેલ મેળવીને લેપ કરેથી; ઉપલો રોગ દૂર થાય.

(બીજી રીતે લેપ.)

देवदारुनतं कुष्ठं नलदं विश्वभेषजम् ।
सकांजिकोः स्नेहयुक्तो लेपो वातशिरोर्तिनुत् ॥ ४१९ ॥

દેવદાર, તગરે, કોષ્ઠ, વાળો, સુંઠ; એ પાંચ ઓષડો સરખા વજને, ઉપર લખેલી કાંજીમાં વાટી, તે સાથે એરંડયુ તેલ મેળવી લેપો કરેથી ઉપલો રોગ દૂર થાય.

(પિત્ત કોપે મસ્તક દુઃખવાના રોગ ઉપર લેપ.)

धात्रीकशेरुह्रीबेरपद्मपद्मकचंदनैः । दूर्वाशीरनलानां च मूलैः

कुर्यात्प्रलेपनम् ॥४२०॥ शिरोर्तिं पित्तजां हन्याद्रक्तपित्तरुजं तथा।

આંમળા, ભદ્રમુસ્તા, વાળો, કમળ, પદ્મકાષ્ટ, રતાંજળી, દૂર્વાના મૂળ, વાળાનું મૂળ, દેવનળાનું મૂળ; એ નવ ઓષડો સરખા વજને પાણીમાં વાટીને, મસ્તકે પ્રલેપન નામે લેપ કરેથી, ઉપલો રોગ દૂર થાય.

(કફ કોપ સંબંધી મસ્તક રોગ ઉપર લેપ.)

हरेणुनतशैलेयमुस्तैलानतदारुभिः ॥ ४२१ ॥
मांसीरास्नारुबूकैश्चकोष्णो लेपः कफार्तिनुत् ।

રેણુંકા, તગર, પથ્થર ફુલ, નાગરમોથ, એલચી, અગર, દેવદાર, જટામાંસી, રાસ્ના, એરંડમૂળ; દશ ઓષડો સરખો વજને ગરમ પાણીમાં ઝીણા વાટીને મસ્તકે લેપ કરેથી, ઉપર લખેલા રોગ દૂર થાય.

(બીજી રીતે લેપ.)

शुंठीकुष्ठप्रपुन्नाडदेवकोष्ठैः सरौहिषैः ॥ ४२२ ॥
मूत्रपिष्टैः सुखोष्णैश्च लेपः श्लेष्मशिरोर्तिनुत् ।

સુંઠ, કોઠ, ટાકલાના બીજ, દેવદાર, રોહીસગવત; એ પાંચ ઓષડો સરખે વજને ગાયના મૂત્રમાં ચટણી વાટી, જરાક ગરમ તપાવી લેપ કરેથી; કફસંબંધી કોપથી મસ્તકની વેદના થતી દૂર થાય.

(સુર્યાવર્ત એટલે અર્ધું મસ્તક દુખવાની વેદના ઉપર લેપ.)

सारिवाकुष्टमधुकंवचाकृष्णोत्पलैस्तथा ॥ ४२३ ॥
लेपः सकांजिकः स्नेहः सूर्यावर्तार्धभेदयोः ।

ઉપટશૂળી, કોઠ, જેઠીમધ, ઘોડાવજ, પિપર, લિલાકમળ; એ છ ઓષડો સરખે વજને; ઢાળના અધ્યાયમાં ઝાડા બંધ થવાને કાંજી લખેલી છે, તેમાં ઉપલા ઓષડોની ચટણી વાટી, તેમાં એરંડયુ તેલ મેળવી લેપ કરેથી; અર્ધે મસ્તકે થતો શૂળ રોગ દૂર થાય.

(શંખક નામે અનંત વાત અને મસ્તક શૂળનાં સર્વે શિરો રોગ ઉપર.)

वरीनीलोत्पलंदुर्वातिलाः कृष्णाः पुनर्नवा ॥ ४२३ ॥
शंखकेऽनंतवातैश्च लेपः सर्वशिरोर्तिजित् ।

શતાવરી, બિલાકમળ, દૂર્વા, કાળાતળ, પુનર્નવા; એ પાંચ ઓષડો સરખા વજને પાણીમાં વાટીને લેપ કરેથી; સર્વે પ્રકારના મસ્તક શૂળ રોગ દૂર થાય.

(લેપોની વિધીના, બે ભેદ બીજી રીતે.)

अथलेपविधिश्चान्यः प्रोच्यतेसुज्ञसंमतः ॥ ४२५ ॥
द्वौ तस्य कथितौ भेदौ प्रलेपाख्यप्रदेहकौ ।

લેપોની વિધિ ઉપર લખેલી છે તેને સુજ્ઞાંસ માન્ય કહેછે; પણ તેમાં બે ભેદ જુદા છે. એકને પ્રલેપાખ્ય અને બીજાને પ્રદેહક કહેછે, તે વીશે નિચે લખેલા બે ભેદ જુદા જાણવા.

બેહુ લેપોની ઉંચાઈ વિષેનું માપ.

चर्मार्द्रं माहिषं यद्वत्प्रोन्नतं सा मितिर्द्वयोः ॥ ४२६ ॥
शीतस्तनुर्निर्विषो च प्रलेपः परिकीर्तितः ।
आर्द्रो घनस्तथोष्णः स्यात्प्रदेहः श्लेष्मवातहा ॥ ४२७ ॥

પ્રલેપ અને પ્રદેહક એ બેહું લેપો; ભેશના ભિલા ચામડા જેટલો જાડો એટલે અર્ધો આંગળ ઉંચો લેપ રાખવો; તેનો ગુણ શીતવીર્ય, તેનું સૂક્ષ્મ રૂપ સ્રોતઃ સાંમધ્યે પ્રવેશ થઇ ચાંમડીમાં પ્રવેશ થાય. તે બાધ રહિત, નુકસાન ન કરતા, પ્રલેપક નામે આ લેપ જાણવો. આર્દ્ર એટલે પાણીવાળો, ભિનો લાંદા કે પોટીસ જેવો; જાડો, વજને ભારે, ગર્મ, કફ વાયૂ કોપ દૂર કરનારો પ્રદેહક નામે લેપ જાણવો.

(બેહું પ્રકારના લેપો કેહવી જગ્યાએ મારવા)

रोमाभिमुखमादेयौ प्रलेपाख्यप्रदेहकौ ।
वीर्यं सम्यग् विशत्याशु रोमकूपैः शिरोमुखैः ॥ ४२८ ॥

પ્રલેપાખ્ય અને પ્રદેહક; એ બેહું લેપો, શરીરના વાળ અને રૂવાટા ખોડાવી શૂવાળી જગા ઉપર, તૂર્ત લેપ કરેથી રૂવાટા અને વાળના મૂળમાંથી, લેપનું વિર્ય ઉત્તમ પ્રકારે શરીરમાં પ્રવેશ થાયછે.

(કેટલાક લેપો કરવાને અટકાવનું કારણ.)

न रात्रौ लेपनं कुर्याच्छुष्यमाणं न धारयेत् ।
शुष्यमाणमुपेक्षेत प्रदेहः पीडनं प्रति ॥ ४२९ ॥

કેટલાક લેપ રાત્રે ન કરવા; અને ઘણા દિવસનો જુનો કે શુકાયેલો લેપ નહી ચોપડવો; ન કરવા કહેલું જે કરે તેથી શરીરને વેદના થાય.

(રાત્રે લેપ ન કરવાનું કારણ.)

तमसापिहितो ह्यूष्मा रोमकूपामुखे स्थितिः ।
विना लेपेन निर्याति रात्रौ नालेपयेत्ततः ॥ ४३० ॥

શરીર સંબંધી ઊષ્મા આચ્છાદિત એટલે શરીરે રૂવાટાના વિંધમાંથી, જોઇતી ગર્મી એંચાઇ બહાર નિકળે તે વખતે લેપ કરેથી; રૂવાટાના મુખ ઢંકાઇ રોગ બહાર નિકળવાનો અટકાવ થાય; માટે રાત્રે લેપ ન કરવો. દિવસે સૂર્યની ગર્મી અને હાલ ચાલથી બાફ ઉકળી બહાર નિકળેછે; તે વખતે લેપ કરેથી બાફની સાથે રોગ પણ બહાર નિકળે છે.

(રાત્રે પ્રલેપાદિકોની વિધિ કરવાને લાયેક બીના.)

रात्रावपि प्रलेपादिविधिः कार्यो विचक्षणैः ।
अपाकिशोथे गंभीरे रक्तश्लेष्मसमुद्भवे ॥ ४३१ ॥

જે સોઝાની જગા પાકેલી ન હોય; તે જગાએ, ગંભીરસંજ્ઞક વ્રણ નામે; વિંધવાલી નાસૂર ઇત્યાદિ ગાંઠોફોડકાની જગાએ, રક્ત કફમાંથી ઉત્પન્ન થયેલા સોઝાની ગાંઠોને એટલા રોગ માટે વિદ્વાન વૈદ રાત્રે, પ્રલેપાદિકની વિધિનો લેપ એટલે પોટીસ જેવી જાડી લુગદી બાંધવી.

(વિંધવાળા નાસૂરાદિક ગાંઠો, ફોડકાનો રોગ દૂર થવાને સાત પ્રકાર.)

आदौ शोथहरो लेपो द्वितीयो रक्तसेचनः । तृतीयश्चोपनाहः स्थाच्चतुर्थः पाटनक्रमः ॥ ४३२ ॥ पंचमः शोधनो भूयात्षष्टो रोपण इष्यते । सप्तमो वर्णकरणो व्रणस्यैते क्रमा मताः ॥ ४३३ ॥

વ્રણ કે વિંધ સંબંધી સોઝો આવેલા ફોડકા કે ગાંઠોને સમાવાને પ્રથમ લેપ પાતલો કરવો. વ્રણ રોગોમાં લોહી બંધાયેલુ હોય તે છુટું પડવાને બીજો લેપ જાડો કરવો. ઉપનાહ એટલે પરસેવો કાડવાનો પ્રયોગ છે, તે ઓષડો નાસૂરાદિકની ગાંઠો પાકે તેવો ત્રીજો લેપ પોટીસની લુગદી બાંધવી. વિંધવાળી ગાંઠો ફુટે તેવો ચોઠો લેપ લુગદીનો જાડો બાંધવો. પરૂ ઇત્યાદિક રસીનું શોધન થાય તેવો પાંચમો લેપ લુગદીનો જાડો બાંધવો. રોપણ એટલે વિંધની ગાંઠોમાં રૂઝઆવી માંસ ભરાય તેવો છટ્ઠો લેપ લુગદીનો હલકો કરવો.

સાતમો લેપ વ્રણ ઇત્યાદિક ગાંઠનો રોગ સારો થવાને નવી ચામડી આવે, તેટલાસુધી દરરોજ લેપ ચોપડવો. સાત કર્મો જુદા જુદા લેપોના અથવા લુગદી બાંધવાના જાણવા.

(વ્રણસંબંધી વાયુ કોપના સોઝાની ગાંઠો ઉપર લેપ.)

बीजपूरजटाहिंस्रा देवदारु महौषधम् ।
रास्नाऽग्निमंथो लेपोऽयं वातशोथविनाशन ॥ ४३४ ॥

બીજોરાના મુળ, જટામાંસી, દેવદાર, સુંઠ, રાસ્ના, અરણીના મૂળ; છ ઓષડો સરખા વજને પાણીમાં વાટી, વ્રણ કે વિંધ સંબંધી નાસૂરાદીક ગાંઠો, ફોડકાનો રોગ દૂર થવાને લેપ કરવો.

(પિત્ત કોપના સોઝાની ગાંઠ ઉપર લેપ.)

मधूकं चंदनं मूर्वा नलमूलं च पद्मकम् ।
उशीरं वालकं पद्मं पित्तशोथे प्रलेपनम् ॥ ४३५ ॥

જેઠીમધ, રતાંજળી, મોરવેલ, દેવનળાનું મૂળ, પદમકાષ્ટ, વાળો, નેત્રવાળો; કમળ; આઠ ઓષડો સરખા વજને, પાણીમાં વાટી વ્રણ સંબંધી નાસૂરાદિક પિત્ત કોપની ગાંઠ ફોડકાનો રોગ દૂર થવાને પ્રલેપન કરવું.

(કફ કોપના સોઝાની ગાંઠ ફોડકાઉપર લેપ.)

कृष्णापुराणपिण्याकशिग्रुत्वक् सिकता शिवा ।
मूत्रपिष्टः सुखोष्णोऽयं प्रदेहः श्लेष्मशोथहृत् ॥ ४३६ ॥

પિપર, તલની જુની ખોળ, શેકટાની છાલ, વાળો, અથવા શાકર, હરડે; પાંચ ઓષડો સરખા વજને, ગાયના મૂત્રમાં વાટીને થોડુંક ગર્મ કરી, કફ કોપ સંબંધી સોઝા, નાસૂરાદીક ગાઠનો રોગ દૂર થવાને પ્રદેહ સંજ્ઞક લેપ કરવો.

(આગંતુક અને રકતજન્ય સોઝાની ગાંઠો ઉપર લેપ.)

द्वे निशे चंदने द्वेच शिवा दूर्वा पूनर्नवा ।
उशीरं पद्मकं लोध्रं गैरिकं च रसांजनम् ॥ ४३७ ॥
आगंतुजे रक्तजे च शोथे कुर्यात्प्रलेपनम् ।

હળદ, દારૂહળદ, શુંઠ્ઠ, રતાંજળી, હરડે, દૂર્વા, પુનર્નવા, લોધ્ર, પદમકાષ્ટ, વાળો; ગેરૂ, રસાંજન એટલે બકરીના દૂધમાં દારૂહળદને ઉકાળી માવો કરવો તે; બાર ઓષડો સરખા વજને પાણીમાં વાટીને, આગંતુક એટલે માર ખાધાથી લોહી બગડી નાસૂર ઇત્યાદિક સોઝાની થતી ગાંઠો, રક્તજન્ય એટલે લોહી બગડવાથી અનેક સોઝાના રોગ ઉપર લેપ કરેથી ઉપજા રોગ દૂર થાય.

(નાસૂરાદિક ગાંઠો પકવવાને લેપ.)

शणमूलकशिग्रूणां बीजानि तिलसर्षपाः ॥ ४३८ ॥
सक्तवः किण्वमतसी प्रदेहः पाचनः स्मृतः ।

શણના મૂળ, મુલાના બીજ, શેકટાના બીજ, તલ, સરશી, જવ, સોહડાનો કાટ, અલશીનાં બીજ; એ આઠ ઓષડો સરખા વજને, પાણીમાં વાટી ગાંઠો પકાવવાને, લુગદી કે પોટીસનું પ્રદેહસંજ્ઞક લેપ કરવો,

(નાસૂરાદિક ગાંઠો પાકેથી તેને ફુટવાનો લેપ.)

दंती चित्रकमूलत्वक् स्नुह्यर्कपयसी गुडः ॥ ४३९ ॥
भल्लातकश्च कांसीसं सैंधवं दारणे स्मृतः ।

દાંતણીના મૂળ ચિત્રકમૂલની છાલ, ગોળ, ભીલામો, હિરાકસી, સિંધાલૂણ; છ ઓષડોનું ચૂરણ કરવું, તેને ચોધારા થુવરનું દૂધ કે આકડાના દૂધમાં કાળવીને, પાકેલી ગાંઠ ફુટવા માટે લુગદીનું પોટીસ બાંધવું.

(બીજી રીતે લેપ.)

चिरबिल्वोग्निको दंती चित्रको हयमारकः ॥ ४४० ॥
कपोतकंकगृध्राणां मललेपेन दारूणम् ।

કરંજ ઝાડના બીજ, ભીલામાં, દાતણીના મૂળ, ચિત્રકમૂળ, કન્હેરનું મૂળ; પાંચ ઓષડોનું ચૂર્ણ કરવું; કબૂતર, બગલાં અથવા ગીધ ત્રણે પક્ષીની હઘાર સરખા વજને લઇ, તેમાં ઉપલું ચૂર્ણ મેળવીને વિંધ ઇત્યાદિક ગાંઠો ફુટવાને લેપની લુગદી બાંધવી.

(ત્રીજી રીતે.)

स्वर्जिका यावशूकाद्याः क्षारालेपेन दारणाः ॥ ४४१ ॥
हेमक्षीर्यास्तथा लेपो व्रणे परमदारणः ।

સાજીખાર અને જવખાર અથવા હેમક્ષીરી, એટલે પિળા ફુલનો કાંટાં ધંતુરાના લેપો, વિંધ ઇત્યાદિકની ગાંઠો, ફુટવાને ઉત્તમ પ્રકારે જાણવા.

(વ્રણ એટલે નાસુરાદિક વિંધની ગાંઠો, ફોડકાનું શોધન થવાને લેપ.)

तिलसैंधवयष्ट्याह्वनिंबपत्रानिशायुगैः ॥ ४४२ ॥
त्रिवृत्घृतयुतैः पिष्टैः प्रलेपो व्रणशोधनः ।

તલ, સિંધાલૂણ, જેઠીમધ, કડવાલિંબડાના પાંત્રા, હલદ, દારૂહલદ, નિસોત્તર; સાત ઓખડોનું ચૂર્ણ સરખે વજને, ઘીમાં કાળવીને પ્રલેપો બાંધવાથી, વ્રણોનું શોધન થાય.

(વ્રણોનું શોધન થવા અને રૂઝાવવા માટે લેપ.)

निंबपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुतः ॥ ४४३ ॥
तिलैश्च सह संयुक्तो लेपः शोधनरोपणः ।

કડવાલિંબડાના પાંત્રા, દારૂહલદ, જેઠીમધ, તલ; ચાર ઓખડોનું ચૂર્ણ સરખે વજને, ઘી અને મધમાં કાળવી, નાસૂરાદિક વિંધવા ળી ગાંઠ અને ફોડકા ઉપર લેપ કરેથી; રોગનું શોધન થઈ રૂઝ આવે.

(વ્રણસંબંધી ગાંઠો કે ફોડકામાં જીવાત પડેલી દૂર થવાને ત્રણ લેપ.)

करंजारिष्टनिर्गुंडीलेपो हन्याद्व्रणक्रमीन् ॥ ४४४ ॥
लशुनस्याथ वा लेपो हिंगुनिंबभवोऽथवा ।

કરંઝ, કડવોલિંબડો, નઘોડ; ત્રણેના પાંત્રા વાટીને જે નાસૂરાદિક વિંધવાળી ગાંઠો અને ફોડકાના રોગમાં કૃમિ એટલે જીવાત પડેલી હોય, તેઉપર લેપો કરવા અથવા એખલાં લશણની ચટણી અગર હિંગ અને કડવા લિંબાડાના પાંત્રાની ચટણી વાટીને લેપો કરવાથી રોગ દૂર થાય.

(વ્રણોનું શોધન થવા અને રૂઝ આવવા માટે બીજો લેપ.)

निंबपत्रं तिला दंती त्रिवृत्सैंधवमाक्षिकम् ॥ ४४५ ॥
दुष्टव्रणप्रशमनो लेपः शोधनरोपणः ।

કડવાલિંબડાના પાંત્રા, તલ, દાંતણીના મૂળ, નિશોત્તર, સિંધાલૂણ; પાંચ ઓષડો સરખે વજને ચટણી વાટી, મધમાં કાલવી, ભગંદર ઈત્યાદિક વિંધવાળા દુષ્ટ રોગ ઉપર લેપ કરેથી; રોગમાંથી રસી ખેંચી, તેનું શોધન થઈ રૂઝ આવે.

(પેટના શૂળાદિક રોગ ઉપર ડુંટીએ લેપ.)

मदनस्य फलं तिक्तं पिष्ट्वा कांजिकवारिणा ॥ ४४६ ॥
कोष्णं कुर्यान्नाभिलेपं शूलशांतिर्भवेत्ततः ।

ગેળફળ, કડું; બે ઓષડો સરખે વજને લઇ, ઝાડા બંધ થવાને ઢાળના અધ્યાયમાં, લખેલી કાંજીમાં વાટી, થોડુંક ગર્મ કરી ડુંટી ઉપર લેપ કરેથી; પેટમાં થતા શૂળનો રોગ દૂર થાય.

(વાત વિદ્રધિ નાસુર ઈત્યાદિક ગાંઠો ઉપર.)

शिग्रुशेफालिकै रंडयवगोधूममुद्गकैः ॥ ४४७ ॥
सुखोष्णो बहुलो लेपः प्रयोज्यो वातविद्रधौ ।

શેકટાની છાલ, નગોડના પાંત્રા, એરંડમૂળ, જવ, ઘઉં, મગ; એ છ ઓષડો સરખે વજને પાણીમાં વાટી, સેહવાય તેવું ગર્મ કરી લેપ કરેથી ઉઠમી ગાંઠનો રોગ દૂર થાય.

(પિત્ત વિદ્રધિ નાસુર ઈત્યાદિક ગાંઠો ઉપર લેપ.)

पैत्तिके सर्पिषालाजामधुकैः शर्करान्वितैः ॥ ४४८ ॥
प्रलिपेत्क्षीरपिष्टैर्वापयस्योशीरचंदनैः ।

ભાતની ધાણી, જેઠીમધ, બેહુંનું ચૂર્ણ; શાકર અને ઘીમાં કાલવી, પ્રલેપ કરેથી; અથવા પયસ્યા એટલે આસન, વાળો, રતાંજળી ત્રણ ઓષડો; દૂધમાં ચટણી વાટીને પ્રલેપ કરેથી ઉપલા રોગ દૂર થાય.

(કફ વિદ્રધિ ઈત્યાદિક ગાંઠો ઉપર લેપ.)

इष्टका सिकता लोहकीटगोशकृता सह ॥ ४४९ ॥
सुखोष्णश्चप्रदेहोऽयं मूत्रैः स्यात्श्लेष्मविद्रधौ ।

ઈંટ, રેતી, લોહડાંનો કીટ, ગાયનું છાણ; એ ચાર જણસો ગાયના મૂત્રમાં ચટણી વાટી; કફ વિદ્રધી નાસૂર ઈત્યાદિકની ઉઠમી ગાંઠ, ઉપર પ્રદેહસંગ્નક લેપ કરેથી દૂર થાય.

(આગંતુક વિદ્રધીની ગાંઠો ઉપર લેપ.)

रक्तचंदनमंजिष्ठानिशामधुकगैरिकैः ॥ ४५० ॥
क्षीरेण विद्रधौ लेपो रक्तागंतुनिमित्तजे ।

રતાંજળી, મજીઠ, હલદ, જેઠીમધ, ગેરૂ: પાંચ ઓષડો સરખે વજને, દુધમાં ચટણી વાટી; અભિઘાતે અથવા લાગેલાને માર ખાધેલા ઈત્યાદિકે લોહી બગડી, આંગતુક, નાસુરાદિક ગાંઠો બંધાય, તે ઉપર લેપો કરેથી ફાયદો થાય.

(વાયુ કોપે ગળામાં થતી ગાંઠ ઉપર લેપ.)

निचुलः शिग्रुबीजानि दशमूलमथापि वा ॥ ४५१ ॥
प्रदेहो वातगंडूषु सुखोष्णः सम्प्रदीयते ।

જળવેતસ એટલે પરળ કે વાંઝુળ કહેછે; તે લોહડાના રંગે, નદિના ડોહમાં થાય, તેના દીટયા લાલ અને પાંત્રા લીલા લાંબા હોયછે તે, શેકટાના બીજ; એ ઓષડો સંભાગે પાણીમાં વાટીને, વાત ગળગંડ નામે, ગળામાં થતી ગાંઠ દૂર થવાને; સેહવાય તેટલો ગર્મ કરીને; પ્રદેહ સંગ્નક લેપ કરવો. અથવા રાની ગાંજાનું મૂળ, રાની ભાળમૂળ, રિંગણીમૂળ, ગોખરૂંમૂળ, મોતરિંગણીમૂળ બિલમૂળ, એરંણમૂળ, ટેંટુમૂળ, શિવણમૂળ, પાડળમૂળ; એ દશ મૂળ વાટીને પ્રદેહસંગ્નક લેપ કરેથી, ગળગંડનો રોગ દૂર થાય.

(કફ કોપે થતી ગળામાં ગાંઠો ઉપર લેપ.)

देवदारुविशालाचकफगंडे प्रदेहकः ॥ ४५२ ॥

દેવદાર, કાંવડલી મૂળ; બે ઓષડો પાણીમાં વાટીને, સેહવાય તેટલું ગર્મ કરી; કફ ગળગંડ દૂર થવાને એ પ્રદેહસંગ્નક લેપ કરવો.

(અપચી રોગો ગળાને થતી ગાંઠ ઉપર લેપ.)

सर्षपारिष्टपात्राणि दग्ध्वा भल्लातकैः सह ।

छागमूत्रेण संपिष्टमपाचिघ्नं प्रलेपनम् ॥ ४९३ ॥

સરશી, કડવાલિંબડાનાં પાંત્રાં, ભીલામો; ત્રણ ઓષડો સરખે વજને બાળીને રાખ્ય કરવી; તેને બકરાના મૂત્રમાં કાલવી લેપ કરેથી; ગંડમાળાનો ભેદ અપચી રોગની ગળાને થતી ગાંઠનો રોગ દૂર થાય.

(ગંડમાળા, અર્બુદ, ગળગંડની ગાંઠો ઉપર લેપ.)

सर्षपाः शिग्रुबीजानि शणबीजातसीयवाः ।

मूलकस्य च बीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥ ४९४ ।

गंडमालाऽर्बुदं गंडं लेपेनानेन शाम्यति ।

સરશી, શિકટાનાં બીજ, શણનાં બીજ, અળસીનાં બીજ, જવ, મુળાનાં બીજ; છ ઓષડો સરખે વજને; ખાટી છાસમાં વાટીને, લેપો કરેથી ઉપલી ગાંઠ દૂર થાય.

(અપબાહુકાદિક, સર્વ વાયુના રોગોઉપર લેપ.)

प्रक्षयित्वा क्षुरेणांगं केवलानिलपीडितम् ॥ ४९५ ॥

तत्र प्रदेहं दद्याच्च पिष्टं गुंजाफलैः कृतम् ।

तेनापबाहुजा पीडा विश्वाची गृध्रसी तथा ॥ ४९६ ॥

अन्यापि वातजा पीडा प्रशमं याति वेगतः ।

જે રોગી; એખલા વાયુ કોપે પીડાતો હોય; તેણે પ્રથમ દુઃખતી જગ્યાએ જાડા કપડાથી, સારી રીતે ઘસીને છોલી નાખેથી, બાલ ખરી પડેછે. પછી ચણોટીને પાણીમાં ચટણી વાટી દુઃખાવો થતી જગ્યાએ લેપન કરેથી; અપબાહુક વાયુ, વિશ્વાચિ વાયુ, હાથના ભૂજામાં થતો વાયુ, જાંગમાં થતો ગૃધ્રસી વાયુ, તે ઉપરાંત સર્વે વાયુના રોગ દૂર થાયછે.

(શ્લીપદ રોગો માટે લેપ.)

धत्तूरैरंडनिर्गुंडी वर्षाभूशिग्रुसर्षपैः ॥ ४९७ ॥

प्रलेपः श्लीपदं हंति चिरोत्थमपि दारुणम् ।

ધંતુરાના પાંત્રા, એરંડયાના પાત્રા, નધોડના પાંત્રા, મૂળ સાથે પુનર્નવા, શિકટાની છાલ, સરશી; છ ઓષડો સરખે વજને ચટણી વાટીને ન-

લેપ કરેથી, લાંબા દિવસનો દુઃખદાયક મોહટો શ્લીપદ રોગ હાથી પગનો હોય તો તે દૂર થાય.

(કુરંડ એટલે અંડવૃદ્ધિના રોગો ઉપર લેપ.)

अजाजिहपुषाकुष्टमेरंडबदरान्वितम् ॥ ४५८ ॥
कांजिकेन तु संपिष्टं कुरंडघ्नं प्रलेपनम् ।

ઉરૂં, સેરણી, કોષ્ઠ, એરંડમૂળ, બોરડીની છાલ; પાંચ ઓખડો સરખે વજને; આડા બંધ થવાને કાંજી, દાળના અધ્યાયમાં જણેલી છે તેમાં, ચટણી વાટીને દરરોજ લેપ કરેથી ઉપલા રોગ દૂર થાય.

(પુરૂષને લિંગમાં થતો ટાંકી ઈત્યાદિક ઉપદંશ રોગ ઉપર લેપ)

करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा ॥ ४५९ ॥
असाध्यापि जरत्याशु लिंगोत्था रुक् प्रलेपनात् ।

કન્હેરના મૂળ પાણીમાં વાટી, લિંગને પ્રલેપન કરેથી; ઉપદંશ સંબંધી અસાધ્ય રોગ હોવા છતાં જલદી દૂર થાય.

(બીજી રીતે લેપ.)

देहेत्कटाहे त्रिफलां सा मषी मधुसंयुता ॥ ४६० ॥
उपदंशे प्रलेपोऽयं सद्यो रोपयाति व्रणम् ।

હરડે, બેહડા, આંમળા; ત્રણેને બાળી રાખ કરવી; તેને મધમાં કાલવી લિંગને પ્રલેપો કરેથી; ઉપદંશ સંબંધી ટાંકી ઇત્યાદિક રોગનું શોધન થઇ જાય છે.

(ત્રીજી રીતે લેપ)

रसांजनं शिरीषेण पथ्यया च समन्वितम् ॥ ४६१॥
सक्षौद्रं लेपनं योज्यमुपदंशगदापहम् ।

રસાંજન, સરશી, હરડે; ત્રણ ઓખડો સરખે વજનેનું ચૂર્ણ; મધમાં કાલવીને લિંગને લેપ કરેથી ઉપદંશ સંબંધી વિંધ ઇત્યાદિક રોગ દૂર થાય.

(અગ્નિમાં બળેલા ઉપર લેપ.)

अग्निदग्धे तु गोक्षीरी प्लक्षचंदनगैरिकैः ॥ ४६२ ॥

सामृतैः सर्पिषास्निग्धैरालेपं कारयेद्भिषक् ।
तंदुलीयकषायैर्वा घृतमिश्रैः प्रलेपयेत् ॥ ४६३ ॥

વંશલોચન, પાયરી, રતાંજળી, ગેરૂં, ગુળવેલ; પાંચ ઓષડોનું સરખે વજને ચૂર્ણ; ઘીમાં કાલવીને બળેલી જગ્યાએ પ્રલેપન કરેથી અથવા તાંજળજાના કાઢામાં, ઘી મેળવીને પ્રલેપન કરેથી ફાયદો થાય.

(બીજી રીતે લેપ.)

यवान्दग्ध्वा मषी कार्या तैलेन युतया तया ।
दद्यात्सर्वा ग्निदग्धेषुप्रलेपो व्रणरोपणः ॥ ४६४ ॥

જવ બાળીને રાખ કરવી, તેને તલના તેલમાં કાલવી; શરીરે ચાર પ્રકારે બળેલાના નિદાનોક્ત ભેદોછે. તે ઉપર પ્રલેપો કરેથી બળેલી જગ્યાએ વિંધ સાથે નાસૂરો, ઇત્યાદિક પડેલા હોય તો તે પણ રૂઆયછે.

(સ્ત્રીયોની યોની તંગ થવાને લેપ.)

पलाशोदुंबरफलै स्तिलतैलसमन्वितैः ।
मधुना योनिमालिंपेद्गाढीकरणमुत्तमम् ॥ ४६५ ॥

પળસના ફુલ, ઉંબરાના ફળ; બેહુનું ચૂર્ણ; તલનું તેલ અને મધમાં કાળવી યોનીમાં લેપ કરેથી ઢીલી પડેલી યોની તંગ થાય.

(બીજી રીતે.)

माकंदफलसंयुक्त मधुकर्पूरलेपनात् ।
गतेपि यौवने स्त्रीणां योनिर्गाढाऽति जायते ॥ ४६६ ॥

માયફળ, કપૂર; બેહુનું ચૂર્ણ મધમાં કાલવીને, યોનિમાં લેપ કરેથી જુવાન અને વૃદ્ધ સ્ત્રીની યોની પણ તંગ થાય.

(પુરૂષના લિંગ, સ્ત્રીના સ્તનાદિકની વૃદ્ધિ થવાને લેપ)

मरीचं सैंधवं कृष्णातगरं बृहतीफलम् । अगामार्गस्तिलाः कुष्ठं यवा माषाश्च सर्षपाः ॥ ४६७ ॥ अश्वगंधा च तच्चूर्णं मधुना सह योजयेत् । अस्य संततलेपेन मर्दनाच्च प्रजायते ॥ ४६८ ॥ लिंगवृद्धिः स्तनोत्सेधः संहतिर्भुजकर्णयोः ॥

મરી, સિંધાલૂણ, પિપર, ભાગરિંગણીના ફળ, અઘાડાના બીજ, કાળાતલ, તગર, કોષ્ટ, જવ, અડદ, સરશી, આસંન, બાર ઓષડોનું સરખે વજને ચૂર્ણ; મધમાં કાલવીને પુરૂષે મોહટો થવાને લિંગે અને સ્ત્રીના સ્તન મોહટા થવાને છાતીએ, ભૂજે, કાને દરરોજ લેપ કરવો.

( લિંગ વૃદ્ધિ થવા માટે બીજો લેપ.)

सिताश्वगंधासिंधूत्थछागक्षीरैर्घृतं पचेत् ॥ ४६९ ॥

तल्लेपान्मर्दनाल्लिंगवृद्धिः संजायते परा ।

સફેદ ફુલનું આસન, સિંધાલૂણ; બેહુનું ચૂર્ણ કરી, તેથી ચોગણું ઘી, તેથી ચોગણું મેંઢીનું દૂધ; સર્વે મેળવીને ઉકાળવું; દૂધ સર્વે બળીને ફક્ત ઘી બાકી રહેવાથી ગાળી લેવું તે ઘી, પુરૂષે લિંગે લેપન કરેથી અતિશે મોહટો થાય.

(સ્ત્રીને જલદી ખલિત થવાને લેપ.)

इंद्रवारुणिकापत्ररसैः सूतं विमर्दयेत् ॥ ४७० ॥

रक्तस्य करवीरस्य काष्ठेन च मुहुर्मुहुः ।

तल्लिप्तलिंगसंयोगान्योनिद्रावोऽभिजायते ॥ ४७१ ॥

ઇંદ્ર વારૂણીકાના પાંત્રાનો રસ, અને પારો; બેહુને લાલ કન્હેર ઝાડના દાંડાથી સારી રીતે ખલવું; ખલતા ઉપલો રસ સોસાય; એટલે નવો રસ નાખીને ખલવું; તેવી રીત પાંચ સાત વખતે, નવા રસ સાથે પારો ખલીને જેરવવો; સારી રીતે મળમ થવાથી, પુરૂષે લિંગને લેપ કરી, જે સ્ત્રીનો સંગ કરેથો તે સ્ત્રી જલદી ખલીત થઇ, હતવીર્ય થાય.

(શરીરના ગાત્રો સંબંધી દુર્ગંધી દૂર થવાને લેપ.)

तांबूलपत्रचूर्णं तु चूर्णं कुष्ठशिवाभवम् ।

वारिणा लेपनं कुर्याद्गात्रदौर्गंध्यनाशनम् ॥ ४७२ ॥

નાગર વેલીવાન, કોઠ, હરડે; ત્રણેનું ચૂર્ણ સરખે વજને પાણીમાં, કાલવી શરીરે દરરોજ લેપન કરેથી; શરીરના ગાત્રોમાંથી નિકળતી દૂરગંધી દૂર થાય.

(બીજી રીતે.)

कुलित्थसक्तवः कुष्ठं मांसीचंदनजं रजः ।

सक्तवश्चणकस्यैवत्वक्चैवैकत्र कारयेत् ॥४७३ ।
स्वेददौर्गंध्यनाशश्च जायतेऽस्यावधूलनात् ॥

કુલથી શેકીને લોટ કરવો, કોષ્ઠ, જટામાંસી, સફેત શુખડ, શેકેલા ચણાનો લોટ; પાંચ ઓષડોનું સરખે વજને ચૂર્ણ; ગર્મ પાણી અને તલના તેલમાં કાલવીને, પીઠીની રીતે શરીરે દરરોજ ચોળીને નાહવું, તેથી દુર્ગંધી દૂર થાય.

(લોકોનેવશકરવાને લેપ)

वचा सौवर्चलं कुष्ठं रजन्यो मरिचानि च ॥ ४७४ ॥
एतल्लेपप्रभावेन वशीकरणमुत्तमम् ।

ઘોડાવજ, સંચળ, કોષ્ઠ, હળદ, દારૂહળદ, મરી; છ ઓષડો સરખે વજને પાણીમાં વાટી; લોક વશ થવાને ઉત્તમ પ્રકારે શરીરે લેપ કરવો.

(મસ્તકે તેલ ચોળવાને ચાર પ્રકાર.)

अभ्यंगः परिषेकश्च पिचुर्बस्तिरिति क्रमात् ॥ ४७५ ॥
मूर्धतैलं चतुर्धा स्याद्बलवच्च तथोत्तरम् ।

અભ્યંગ એટલે મસ્તકે તેલ ઘસવું; પરિષેક એટલે તેલ ચોપડવું, પિચુ એટલે રૂ અથવા કપડાને, તેલ અથવા ઘીમાં ભીજવીને પોળા મુકવા; બસ્તિ એટલે ચામડાની ટોપી બનાવવી; મસ્તકમાં તેલ ધારણ કરવાને પાછલા શ્લોકમાં વિધી લખેલી છે. મૂર્ધ તેલનું એટલે મસ્તકમાં ધારણ કરવાને ચાર ભેદ જાણવા, તેના ગુણ એકેકથી અનુક્રમે બળવાન છે.

(શિરો બસ્તીની વિધી.)

त्रयोऽभ्यंगादयः पूर्वे प्रसिद्धाः सर्वतः स्मृताः ॥ ४७६ ॥
शिरोबस्तिविधिश्चात्र प्रोच्यते सुज्ञसंमतः ।

અભ્યંગ એટલે મસ્તક ઇત્યાદિક સ્થાને ત્રણ પ્રકારે, તેલાદિક સ્નેહ મરદન કરવાને અગાઉ લખેલું છે; અને શિરો બસ્તિની વિધી માત્ર લખેલી નથી, તે નીચે લખેલા શ્લોકમાં છે.

(શિરો બસ્તી એટલે મસ્તકે ટોપી મુકવાને પ્રકાર.)

शिरोबस्तिश्चर्मणः स्याद्विमुखो द्वादशांगुलः॥ ४७७ ॥

शिरः प्रमाणं तं बध्वा मस्तके माषपिष्टकैः ।
संधिरोधं विधायादौ स्नेहैः कोष्णैः प्रपूरयेत् ॥ ४७८ ॥

મસ્તકે ધારણ કરવાને, શિરોબસ્તિ કહે છે; તે હરણ ઇત્યાદિકના ચામડાની કરવી; તેનો આકાર ઉભી ટોપી જેવો બાર આંગળ ઉંચો, તેના બે મોઢ રાખવા; નિચેનું મોહ મસ્તક ઉપર ટોપી પેહરાય, તેવું મોહડું કરવું; ઉપલા મોહમાં એક આંગળું જાય તેટલું ઝીણું રાખવું; તે બસ્તિ મસ્તકે પેહરાવી, તેની આજુબાજુની ધારને બાંધી, તે ઉપર અડદનો લોટ પાણીમાં કાલવી છાંદી લેવું; પછી તેલ ઇત્યાદિક સ્નેહ ખમાય તેટલું ગરમ કરીને, બસ્તિની ટોપીના ઉપલા મોહમાંથી મસ્તક ઉપર ધાર કરવી.

(શિરો બસ્તિ કેટલા વખત સુધી રાખવી તેનો નિયમ.)

तावद्धार्यस्तु यावत्स्यान्नासानेत्रमुखस्त्रुतिः ।
वेदनोपशमो वापि मात्राणां वा सहस्त्रकम् ॥ ४७९ ॥

નાકે, આંખે, મુખેથી બળગમ વહે; તેટલા સુધી અથવા મસ્તક સંબંધી થતી વેદના દૂર થાય તેટલા સુધી; અગર બસ્તી અધ્યાયમાં અનુવાસન બસ્તિની માત્રા જેટલી લખેલી છે, તેટલી માત્રાનો પ્રયોગ કરવો. અને દરેક વખતે એકથી હજાર સુધી અંક બોલાય, તેટલા વખત સુધી મસ્તકે દરેક બસ્તીની માત્રા રાખવી,

(શિરો બસ્તી ધારણ કરવાને વખત.)

विना भोजनमेवात्र शिरोबस्तिः प्रशस्यते ।
प्रयोज्यस्तु शिरोबस्तिः पंचसप्ताहमेव वा ॥ ४८० ॥

જે રોગીને શિરો બસ્તિ કરાવી હોય, તેને જમાડવો નહીં; ભુખ્યા પેટે પાંચ, સાત, દિવસને આંતરે; ઉપર લખેલી રીતે બસ્તીકર્મ કરવા.

(શિરો બસ્તી થવા પછીની કીર્યા.)

विमुच्य शिरसो बस्तिं गृह्णीयाच्च समंततः ।
ऊर्ध्वकाये ततः कोष्णनीरैः स्नानं समाचरेत् ॥ ४८१ ॥

મસ્તકે ધારણ કરેલી જે બસ્તિની ધારને, આજુબાજુએથી છાંદેલી હોય તે કહાડવી; દોરી છોડી સરખે હાથે ઉપરથી ટોપી ઉપાડવી કે,

જેથી તેમાં ભરેલો સ્નેહ ફરતો નિચે ગળે; પછી તે રોગીને ગરમપાણીથી નહવડાવવો, અને મજબુત કપડાથી શરીર ઘસીને લુછી નાંખવું.

( શિરો બસ્તિનો પ્રયોગ કીધાથી વાયુના રોગ દૂર થાય. )

अनेन दुर्जया रोगा वातजा यांति संक्षयम् ।
शिरः कंपादयस्तेन सर्वकालेषु युज्यते ॥ ४८२ ॥

મસ્તક અને કપાળાદિકને થતિ વેદના, વાત રોગ, દૂર કરવાને શિરો બસ્તના કર્મો, ખુશી પડે તે વખતે કરવા.

(કાનમાં ઓષડ નાખવાની વિધી.)

स्वेदयेत्कर्णदेशं तु किंचिन्नुः पार्श्वशायिनः ।
मूत्रैः स्नेहै रसैः कोष्णैस्ततः कर्णं प्रपूरयेत् ॥ ४८३ ॥

રોગીને પડખે શુવાડી, કાંનની આજુબાજુએ મસળી જરા ગરમ કરવો, પછી ગાયનું મૂત્ર ઇત્યાદિક રસ; તલનું તેલ ઇત્યાદિક સ્નેહ, ઓષડોનો રસ હુંફાયલું કાનમાં નાખવું.

(કાનનાં ઓષડ નાખયા પછી કેટલી વખત સુધી રાખવું.)

कर्णं तु पूरितं रक्षेच्छतं पंचशतानि वा ।
सहस्त्रं वापि मात्राणां श्रोत्रकंठशिरोगदे ॥ ४८४ ॥

કર્ણરોગ, કંઠરોગ, મસ્તકરોગ; એટલા સ્થાને થતા રોગ દૂર થવા માટે; કાનમાં જે ઓષડ નાખવું હોય તો; એકસો, પાંચસો, હજાર માત્રાના વખત સુધી રાખવું, તેનો ખુલાસો નિચે શ્લોકોમાં આવશે.

(માત્રા ગણવાની રીત.)

स्वजानुनः करावर्तं कुर्याच्छोटिकया युतम् ।
एषा मात्रा भवेदेका सर्वत्रैवैष निश्चयः ॥ ४८५ ॥

રોગીએ માથેથી ગુઠણ સુધી હાથ ફેરવીને ચપટી વગાડવી, તેની એક માત્રા ગણાય; તે પ્રમાણે સો, પાંચસો, અને હજાર જાણવી.

(ઓષડોનો રસ, તેલ ઈત્યાદિક કાનમાં નાખવાને વખત.)

रसाद्यैः पूरणं कर्णे भोजनात्प्राक् प्रशस्यते ।
तैलाद्यैः पूरणं कर्णे भास्करेऽस्तमुपागते ॥ ४८६ ॥

ઓષડ ઇત્યાદિકનો રસ, કાનમાં નાખવો હોય તો, જમવાની અ-ગાઊ નાંખવો, અને તેલ ઇત્યાદિક સ્નેહિક પદાર્થ રાત્રે નાખવું.

( કર્ણ શૂળાદિક રોગો ઉપર ઓષડનો પ્રયોગ.)

पीतार्कपत्रमाज्येन लिप्तमग्नौ प्रतापयेत् ।
तद्रसः श्रवणे क्षिप्तः कर्णशूलहरः परः ॥ ४८७ ॥

આકડાના પાકેલા પાંત્રાને ઘી લગાડી, અગ્નો ઉપર તપાવીને પાં-ત્રાનો રસ કાઢી; કાનમાં નાંખ્યેથી કર્ણશૂળ રોગ દૂર થાય.

( કર્ણ શૂળ ઈત્યાદિક ઉપર બીજો પ્રયોગ.)

कर्णशूलातुरे कोष्णं बस्तमूत्रं ससैंधवम् ।
निक्षिपेत्तेन शाम्यंति शूलपाकादिका रुजः ॥ ४८८ ॥

બકરાના મૂત્રમાં સિંધાલુણ મેળવીને; જુજ ગરમ કરી કાનમાં નાંખવું, તેથી કર્ણશૂળ રોગ અને વ્રણસંબધી પાકાદિક એટલે વિંધ, નાસૂર ઇ-ત્યાદિક; પાકતો રોગ દૂર થાય.

(કર્ણશૂળ ઈત્યાદિક ઉપર ત્રીજો પ્રયોગ.)

शृंगवेरं च मधुकं मधुसैंधवमामलम् । तिलपर्णीरसस्तैलं टंकणं निंबुकद्रवम् ॥ ४८९ ॥ कदुष्णं कर्णयोर्देयमेतद्धा वेदनापहम् ।

આદુ અથવા સુંઠ, જેઠીમધ, મધ, સિંધાલુણ, આંમળા, તલના પાં-ત્રા, સરસ્યું તેલ, ટંકણખાર, લિંબુનો રસ; નવ ઓષડોનો અંગ રસ કાઢી; જેરાક ગરમ કરીને કાનમાં નાખેથી; કાનસંબંધી સર્વે વેદના દૂર થાય.

( કર્ણશૂળાદિક રોગ ઉપર ચોથો પ્રયોગ.)

कपित्थमातुलिंगाम्लशृंगवेररसैः शुभैः ॥ ४९० ॥
सुखोष्णैः पूरयेत्कर्णं कर्णशूलोपशांतये ।

કપિત્થ એટલે કવઠીના ફળનો રસ, બિજોરા ફળનો રસ, આમળવે-તસનો રસ એટલે ચુકયાનો રસ, અથવા ચણાની ખાટી, આંમળાનો રસ; ચાર ઓષડોનો રસ મેળવી જરા ગર્મ કરીને કાનમાં નાંખવું.

(કર્ણશૂળાદિક ભયંકાર રોગો ઉપર પાંચમો પ્રયોગ.)

अर्कांकुरानाम्लपिष्टान् तैलाक्तान् लवणान्वितान् ॥ ४९१ ॥

सन्निदध्यात्स्नुही कांडे कोरिते तच्छदावृते ।
पुटपाककमं कृत्वा रसैस्तच्च प्रपूरयेत् ॥ ४९२ ॥
सुखोष्णैस्तेन शाम्यंति कर्णपीडाः सुदारुणाः ।

આંકડાની કુંમળી ડાંખળી, લિંબુનો રસ, તલનું તેલ, સિંધાલુણ; આર જણસ મેળવી વાટીને ચટણીનો ગોળો કરવો; પછી નધોડની કુમળો ડાંડો કોરી, તેની વચમાં ઉપલી ચટણીનો ગોળો મુકી; તેની આજુબાજુએ નધોડના પાત્રા વિંટાળી, તે ઉપર છાણુ મંટોડીનો થર ચઢાવી, બીજા ખંડમાં પુટ પાકની વિધિ લખેલી રીતે; તેને હલકા અગ્નિથી પુટપાક આપી, બહાર કાહડવો; તેની મંટોડી, પાંત્રા છોડી; ડાંડો અને ઓપડો બેહુને એકઠું નિચવી, તેનો રસ કાઢવો; તે રસને જરાક ગરમ કરી કાનમાં નાખેથી, ભયંકર કર્ણશુળાદિક રોગ દૂર થાય.

( કર્ણશૂળો ઉપર દીપિકા તેલ.)

महतः पंचमूलस्य कांडान्यष्टांगुलानितु ॥ ४९३ ॥ क्षौमेणाविष्टच संसिच्य तैलेनादीपयेत्ततः । यत्तैलं च्यवते तेभ्यः सुखोष्णं तेन पूरयेत् ॥ ४९४ ॥ ज्ञेयं तद्दीपिकातैलं सद्यो गृण्हाति वेदनाम् । एवं स्याद्दीपिकातैलं कुष्ठे देवतरौ तथा ॥ ४९५ ॥

બિલમૂળ, યેરંડમૂળ, ટેંટુમૂળ, શિવણમળ, પાડળમૂળ; પાંચ મ્હોટા ઝાડના શખ્તમૂળ, આઠ આઠ આંગળ લાંબા કટાકાની ઝુડી બાંધવી; તે ઉપર કાપડ વિંટાલીને તેલમાં ભીજવવું; પછી દીવા ઉપર તેને સળગાવી ઝુડી ઉભી પકડવી, એટલે તે બળીને તેમાંથી તેલ ગળે; તે કાચના વાશણમાં ઝીલી, હુફ ભરેલું કાનમાં નાખેથી, તુર્ત કાનનો શૂળ દૂર થાય છે; તેને દીપિકા તેલ કહે છે. કોષ્ઠ અને દેવદારનું તેલ ઉપલી રીતે જુદુ જુદુ કાઢીને કાનમાં નાખેથી ફાયદો થાય છે.

(કર્ણશૂળાદિક રોગ ઉપર સ્યોનાક તેલ.)

तैलं स्योनाकमूलेन मंदेऽग्नौ परिपाचितम् ।
हरेदाशु त्रिदोषोत्थं कर्णशूलं प्रपूरणात् ॥ ४९६ ॥

ટેંટૂમૂળ અથવા લોધ્રમૂળ; બીજા ખંડના કલ્કના અધ્યાયમાં લખેલી રીતે, તેને વાટી તેથી ચોગણું તલનું તેલ મેળવી; તેથી ચોગણું પાણી

નાખી, હલકા અગ્નિએ ઉકાળવું; પાણીનો સર્વે ભાગ બળવાથી, ફકત તેલ બાકી રહેવાથી, હુફ ભરેલું કાનમાં નાખેથી; ત્રણે દોષમાંથી ઉત્પન્ન થયેલો જે કર્ણશૂળાદિક રોગ દૂર થાય.

(કાનમાં થતા અવાજ ઉપર તેલ.)

कल्कक्काथेन यष्ठ्याह्वकाकोलीमाषधान्यकैः ।

सूकरस्य वसां पक्त्वा कर्णनादार्तिहारिणी ॥ ४९७ ॥

જેઠીમધ, કાકોલીને બદલે આસંન, અડદ, ધાણા; ચાર ઓષડોનો ઉકાળો કરવો; તેમાં જે ઓષડનો રહેલો કુચો હોય તેની ચટણી વાટીને તેમાં ડુંકરની ચરબી મેળવી, ફરીને ઉકાળવું. પાણીનો ભાગ સર્વે બળીને ફકત તેલ બાકી રેહવાથી, ગાળીને કાનમાં નાખવું; એટલે કર્ણ નાદનો સર્વે રોગ દૂર થાય.

(કાનમાં થતા અવાજ ઈત્યાદિક રોગ ઉપર તેલ.)

सर्जिका मूलकं शुष्कं हिंगुकृष्णासमन्वितम् ।
शतपुष्पा च तैस्तैलं पक्कं सूक्तं चतुर्गुणम् ॥ ४९८ ॥
प्रणादं शूलबाधिर्यं स्त्रावं कर्णस्य नाशयेत् ।

સાજીખાર, સુકવેલો મૂળો, હિંગ, પિપર, વરીઆલી; પાંચ ઓષડોની સરખે વજને ચટણી વાટવી; તેથી ચોગણું તલનું તેલ, અને તેલથી ચોગણું સૂકત એટલે બીજા ખંડમાં આસવના અધ્યાયમાં લખેલી ખાટી તાડી, જેવો પદાર્થ મેળવીને ઉકાળવું. પાણીનો ભાગ બળવાથી ફકત તેલ બાકી રહેશે તે ગાળી લેવું. તે કાનમાં નાખવાથી કર્ણપ્રસાદ રોગ, કર્ણશૂળ, બહેરાપણું, પરવાદિક રસી વહેતી, એટલા રોગ દૂર થાય.

(બેહુરા પણા ઉપર અપામાર્ગ ક્ષારનું તેલ.)

अपामार्गक्षारजले तत्क्षारं कल्कितं क्षिपेत् ॥ ४९९ ॥

तेन पक्कं जयेत्तैलं बाधिर्यं कर्णनादकम् ।

અઘાડો બાળી તેની રાખ કરવી, પછી તેને એક હાંડલામાં ભરી તેના વજનથી તેમાં ચોગણું પાણી ભરીને, આખી રાત તેમજ રાખવું. સવારે ઉપર ઉપરથી તેમાનું પાણી લોખંડની કઢઈમાં નિતારી લેવું તેના વજ-

नथी चोथे हिस्से बाळेला तलनी राख, अने तलनुं तेल तेमां मेळवीने उका-ळवुं, पाणी बळतां फक्त तेल बाकी रहेवाथी गाळी लेवुं. ते तेल कानमां नाखेथी बेहेरापणुं, कानमां थतो अवाज, सर्वे रोग दूर थाय.

(કાનમાં તથા નાસૂર ઈત્યાદિક ઉપર શંબુક તેલ.)

शंबुकस्य तु मांसेन पचेत्तैलं तु सार्षपम् ॥ ९०० ॥
तस्य पूरणमात्रेण कर्णनाडी प्रशाम्यति ।

સમુદ્ર કીનારે છીપલી અથવા કાબુ નામે છીપાણું બંધાય છે, તે મધ્યેનું માંસ, તેથી ચોગણા વજને સરશીનું તેલ, તેમાં મેળવીને ઉકા-ળવું. આરીરીતે એક રસ થવાથી ગાળી લેવું, તે તેલ કાનમાં નાખેથી; કાનમાં થતા વિંધવાળા નાસૂર ઇત્યાદિક; સર્વે રોગ દૂર થાય.

(કાનમાં પરૂ ઈત્યાદિક રસા વહે તે ઉપર ઓષડો.)

चूर्णं पंचकषायाणां कपित्थरसमेव च ॥ ९०१ ॥
कर्णस्त्रावे प्रशंसंति पूरणं मधुनासह ।

પંચકષાય સંજ્ઞક ઓષડોનું ચૂર્ણ, નિચે લખેલા શ્લોકમાં કવઠીનો રસ, અને મધ મેળવીને કાનમાં નાખેથી પરૂ ઇત્યાદિક વેહેતી રસી બંધ થઈ; જખમ અને નાસૂર રૂઝાય.

(કાનમાંથી પરૂ ઈત્યાદિક રસી, વેહતી હોય તે ઉપર પંચકષાય સંજ્ઞક.)

तिंदुकान्यभया लोध्रः समंगा चामलक्यपि ॥ ९०२ ॥
ज्ञेयाः पंच कषयास्तु कर्मण्यस्मिन् विषग्वरैः ।

ટેંબરૂ, હરડે, લોધ્ર, મંજીઠ, આંમળા; એ પાંચ ઓષડોને પંચકષાય સંજ્ઞક કહેછે; એ વૃક્ષોનો ઉપાય કર્ણશ્રાવ દૂર થવા માટે સરસ છે. પ્રથમખં-ડમાં પરિભાષાના અધ્યાયમાં, લખેલી રીતે જે ઝાડના ફળ અથવા જેની છાલનો ઉપયોગ કરવાને લખ્યું છે; તે પ્રમાણે એનો ઉપયોગ કરવો.

(વહેતા કાનના કર્ણશ્રાવાદિક રોગઉપર ઓષડો.)

सर्जिकाचूर्णसंयुक्तं बीजपूररसं क्षिपेत् ॥ ९०३ ॥
कर्णस्त्रावरुजोदाहाः प्रणश्यंति न संशयः ।

સાજીખારનું ચૂર્ણ, બીજોરાના રસમાં ગાળીને કાનમાં નાખેથી; રસી પરૂ વેહેતું બંધ થઇ, વેદના બળત્તર નિસચે દૂર થાય.

(કાનમાંથી વેહેતું પરૂ બંધ થવાને બીજા ઉપાય.)

आम्रजंबुप्रवालानि मधुकस्य वटस्य च ॥ ५०४ ॥
एभिः संसाधितं तैलं पूतिकर्णोपशांतिकृत् ।

આંબા, જાંબુ, મહવડા, વડ; ચારે ઝાડના કુંમળા પાંત્રાની ચટણી વાટી; તેથી ચોગણા વજને તલનું તેલ, તેલથી ચોગણું પાણી તેમાં નાખી; સર્વેને ઉકાળવું, પાણીનો સર્વે ભાગ, બળતા ફકત તેલ બાકી રહેવાથી ગાળી લેવું. તે તેલ કાનમાં નાખેથી પરૂ ઇત્યાદિક રસી વહેતી બંધ થાયછે.

(કાન મધ્યેના કૃમિ નામે જીવાત દૂર થવાને ઉપાય.)

पूरणं हरितालेन गवां मूत्रयुतेन च ॥ ५०५ ॥
अथवा सार्षपं तैलं कर्णकीटहरं परम् ।

હરતાળને ગાયના મૂત્રમાં ખલીને, કાનમાં ટીપા નાખવા. અથવા સરસવુ તેલ કાનમાં નાખેથી, કર્ણસંબંધી કીટ એટલે કૃમિ નામે, જીવાત પડેલી દૂર થાય.

(કાનમાં પડેલી જીવાતનો બીજો ઉપાય.)

स्वरसं शिग्रुमूलस्य सूर्यावर्तरसं तथा ॥५०६॥ त्र्यूषणं चूर्णितं चैव कपिकच्छूरसं तथा । कृत्वैकत्र क्षिपेत्कर्णे कर्णकीटहरं परम् ॥५०७॥

શેકટાના મૂળનો રસ, સૂર્યફુલનો રસ, બાજકુવલીના મૂળનો રસ ત્રણે સરખે વજને રસ, મધ્યે સુંઠ, મરી, પિપરનું ચૂર્ણ મેળવી કાનમાં નાખેથી જીવડા દૂર થાય.

# अथ द्वादशोऽध्याय प्रारंभः

## અથ બારમો અધ્યાય પ્રારંભ.

### रक्तस्त्रावविधि.

### (લોહી કાઢવાની વિધી.)

शोणितं स्त्रावयेज्जंतो रामयं प्रसमीक्ष्य च ।
प्रस्थं प्रस्थार्धकं वापि प्रस्थाधार्धमथापि वा ॥ ५०८ ॥

માણસોના શરીરમાં લોહી બગડવાથી આમય રક્તજન્ય કુષ્ટાદિક શરીરસડો ઇત્યાદિક રોગ થાયછે. માટે હાથે, પગે સંગરા મુકાવી લોહી કાઢવું. તેનું વજન રોગીની શકિત પ્રમાણે ૬૪ તોલા, ૩૨ તોલા, ૧૬ તોલાથી વધારે ન કાઢવું, કેમકે લોહી વિના માણસ જીવતું નથી.

### (ફુસ ખોલવાને સાધારણ વખત.)

शरत्काले स्वभावेन कुर्याद्रक्तास्त्रुतिं नरः ।
त्वग्दोषग्रंथिशोथाद्या नस्यूरक्तस्त्रुतेर्यतः ॥ ५०९ ॥

શરદરૂતુમાં હાથે અથવા પગે સંગરા મુકાવી લોહી કાઢવાથી, શરીરની ચામડીસંબંધી કુષ્ઠ રોગ, વ્રણાદિક નાસૂર ઇત્યાદિકની ગાંઠોનો રોગ, સોજો, લોહી બગડવાના ઇત્યાદિક રોગો દૂર થાયછે.

### (લોહી ધાતુનું સ્વરૂપ.)

मधुरं वर्णतो रक्तमशीतोष्णं तथा गुरु ।
शोणितं स्निग्धविस्त्रंस्याद्विदाहश्चास्य पित्तवत् ॥ ५१० ॥

રસાદિ ધાતુસાથે લોહી મળેલું હોય છે, તેથી તેનો સ્વાદ મધુર; રંગે લાલ; અશીત્તો ઉષ્ણ ગુણો; વજને ભારે અને ચીકણું; આમગંધિ હોય; પિત્ત જેવી દાહશકિત; એ પ્રમાણે રંગ, સ્વરૂપ, રસ; અને ગુણ જાણવા.

### (લોહીમાં પૃથિવ્યાદિ પંચ ભૂતોના ગુણ.)

विस्त्रता द्रवता रागश्चलनं विलयस्तथा ।
भूम्यादिपंचभूतानामेते रक्तगुणाः स्मृताः ॥ ५११ ॥

વિસ્રતા એટલે આમગંધતામાં પૃથ્વીનો ગુણ, દ્રવતામાં પાણીનો ગુણ

રાગ એટલે રક્તાગ્નિનો ગુણ; શ્ચલનમાં વાયુનો ગુણ; લીનતાનો આકાશ ગુણ, એ પ્રમાણે પંચભૂતોના પાંચ ગુણ લોહીમાં હોયછે.

(લોહી બગડવાથી રોગીના લક્ષણ.)

रक्ते दुष्टे वेदनास्यात्पाको दाहश्च जायते ।
रक्तमंडलता कंडुः शोथश्च पिटिकोद्गमः ॥ ५१२ ॥

માણસોનું લોહી દુષ્ટ થવાથી; શરીરે વેદના, દાહ, પાકેલા જેવું શરીર થઈ; ગોળાકાર દરાઝ ઇત્યાદિક ચાઠા પડે, ખજવાળ, સોજો, ફોડકા, નાસૂર ઇત્યાદિક ગાંઠો વિંધના રોગ થાય.

( લોહીનો વધારો થઈ, મસ્તકે ચઢેથી લક્ષણ.)

वृद्धे रक्तांगनेत्रत्वं शिराणां पूरणं तथा ।
गात्राणां गौरवं निद्रा मदो दाहश्च जायते ॥ ५१३ ॥

લોહીનો વધારો થઇ મસ્તકે ચઢે તો; શરીરનો રંગ અને આંખો લાલ રંગે થાય, ધમન્યાદિક નસો ફુલે, ગાત્રોને વજન, અતિ નિદ્રા, ઘેનાગાંડા થવાનો મદ, દાહ ઇત્યાદિક વેદના થાય.

(ક્ષીણ એટલે શરીરમાં લોહી ઘટી જવાથી લક્ષણ.)

क्षीणेऽम्लमधुरा कांक्षा मूर्च्छा च त्वचि रूक्षता ।
शैथिल्यं च शिराणां स्याद्वातस्योन्मार्गगामिता ॥ ५१४ ॥

માણસના શરીરનું લોહી ક્ષીણ થવાથી; ખટાસ અને મિઠાસ ભરેલા પદાર્થ ખાવાને ઇચ્છા થાય; મૂર્છા આવે, વાયુથી ચાંમડીને રૂક્ષપણું, મસ્તકે વેદના, નબળાઇથી વાયૂનો કોપ મસ્તકે ચઢે છે.

(વાયુ કોપથી દુષ્ટ થયેલા લોહીના લક્ષણ.)

अरुणं फेनिलं रुक्षं परुषं तनु शीघ्रगम् ।
अस्कंदि सूचिनिस्तोदं रक्तं स्याद्वातदूषितम् ॥ ५१५ ॥

વાયૂ કોપે લોહી બગડેથી; લોહીનો રંગ તાંબુસ વર્ણે થઇ, શરીરે સોય ભોકવા જેવી વેદના થાય; ફીણ ભરેલું લોહી થાય; રૂક્ષ, કર્કશ, હલકા વજને, જલદીથી વહે, બગડે, પાતળું લોહી થાય.

( पित्त कोपे लोही दुष्ट थयेलाना लक्षण. )

पित्तेन पीतं हरितं नीलं श्यावं च विस्नकम् ।
अस्कंद्युष्णं मक्षिकाणां पिप्पलीनामनिष्टकम् ॥ ९१६ ॥

पित्त कोपे लोही बगडेलुं होयतो; पीळारंगे, लीलारंगे, काळारंगे, असमानीरंगे, आम गंधी, ऊष्ण, अचंचळ लोही थाय; अने तेने मांखी अथवा कीडी नही खाय अडकेपण नही.

(कफ कोपे लोही दुष्ट एटले बगडेलाना लक्षण.)

शीतं च बहुलं स्निग्धं गैरिकोदकसन्निभम् ।
मांसपेशीप्रभं स्कंदि मंदगं कफदूषितम् ॥ ९१७ ॥

कफ कोपे लोही बगडेलुं होयतो; तेने अडकेथी तेमां अति शीतळपणुं, शेवाळु, गेरूना रंगे, मांसनी तेमां झीणी झीणी गांठो बंधाय, जाडुं अने शुष्त, मंद गमन एटले हळवेथी वहे.

(बे अथवा त्रणे दोषोना कोपे लोही दुष्ट थवाना लक्षण.)

द्विदोषदुष्टं संसृष्टं त्रिदोषं पूतिगंधकम् ।
सर्वलक्षणसंयुक्तं कांजिकाभं च जायते ॥ ९१८ ॥

बे दोषे लोही बगडेलुं होयतो, तेमां बेहुं कोपना लक्षणो मळेला होय; अने वायु, पित्त, कफ त्रणे दोषे लोही दुष्ट थयुं होयतो; ते लोहीमां परू जेवी दूरगंध निकळे छे.

(झेर ईत्यादिकथी लोही दुष्ट थवाना लक्षण.)

विषदुष्टं भवेत्श्यावं नासिकोन्मार्गगं तथा ।
विस्रं कांजिकसंकाशं सर्वकुष्टकरं बहु ॥ ९१९ ॥

झेर चढवाथी लोही बगडे तो तेनो रंग काळो थाय; तेनो चढतो वेग थई, नाकमांथी लोही पडे; तेमां काचामांसनी आमगंधी छतां, कांजी जेवुं देखाय. तेथी घणुंकरीने सर्वे कुष्टरोग के शरीर सडो उत्पन्न थाय छे.

(नीरोगीना लोहीना लक्षण.)

इंद्रगोपप्रभं ज्ञेयं प्रकृतिस्थमसंहतम् ।

કોઇપણ રોગ શરીરમાં ન હોયતો; પ્રકૃતી ખુશીમાં રહેછે; તે લોહીનો રંગ, ઇંદ્રગોપ એટલે બિરબોટી નામે લાલ રંગે જીવ થાયછે; તેના રંગે હોવા છતાં પાતળું થઈ સર્વે ઠેકાણે ઝડપથી ફરે છે.

( લોહી કાઢવા લાયેક રોગી. )

शोथे दाहेंगपाके च रक्तवर्णे सृजः सृतौ ॥ ९२० ॥ वातरक्ते. तथा कुष्ठे सपीडे दुर्जयेऽनिले । पाणिरोगे श्लीपदे च विषदुष्टे च शोणिते ॥ ९२१ ॥ ग्रंथ्यर्बुदापचीक्षुद्ररोगरक्ताधिमंथिषु । विदारी स्तनरोगेषु गात्राणां सादगौरवे ॥ ९२२ ॥ रक्ता मिष्पंदतंद्रायां पूतिघ्राणस्य देहके । यकृत्प्लीहविसर्पेषु विद्रधौपीटकाद्गमे॥९२३॥ कर्णौष्ठघ्राणवक्त्राणां पाके दाहे शिरोरुजि । उपदंशेरक्तपित्ते रक्तस्रावः प्रशस्यते ॥ ९२४ ॥

જેના શરીરે સોજો, દાહ, પાકેલા જેવું થાય; જેનું શરીર તાંબુસ કે લાલરંગે; નાકવાટે લોહી વેહેતું; વાત રકતનો ઝડતા શરીરનો રોગી; શરીર સડાની વેદનાથી પીડાયલો; વાયુરોગ હટાવવાને જે અશકત; પાણીનો એટલે હાથના પંજામાં ખુજલીનો રોગ; હાથે પગે સોઝાનો શ્લીપદ રોગ, ઝેર ઇત્યાદિકથી લોહી બગડી ગાંઠો ફોડકાનો રોગ; નાસૂરની ગાંઠનો; અર્બુદની ગાંઠનો; ગંડમાળા અને તેનો ભેદ અપચી ગળાની ગાહોનો; રંડી બાજીનો ક્ષુદ્ર રોગ; આંખોમાં થતાં રકતાધિ મંથ રોગ; વિદારી રોગ; સ્તન રોગ; ગાત્રોને ઢીલાપણું; શરીરે વજન; આંખોમાં થતા રકતાભિષ્પંદ; તંદ્રા એટલે આંખોને અંધારા આવે તે; જેના નાકમાંથી, મુખમાંથી, શરીરાદિકમાંથી દુર્ગંધી નિકળવાનો રોગ, પાસળામાં જમણી બાજુએ થતો યકૃત એટલે કાલખંડ કલેજાનો રોગ; પાસળાની ડાભી બાજુએ થતો, પ્લીહા એટલે ફેફસાનો કવળ રોગ; વિસર્પ રોગ; વિદ્રધી રોગ; શરીરે ફોડકીનો; કાનનો; ઓઠનો; નાકનો; મોહ પાકવાનો; દાહ; મસ્તકપીડા; ઉપદંશ રોગ; રકતપિત્ત રોગ; એટલા રોગીનું લોહી કાડવા લાયક જાણવું.

(કેહવી રીતે લોહી કાડવું તેની રીત.)

एषु रोगेषु शृंगैर्वाजलौकालांबुकैरपि ।
अथवा पिशिरामोक्षैः कुर्याद्रक्तस्रुतिं नरः ॥ ९२५ ॥

લોહી કાઢવા લાયેક જે રોગી હોય, તેનું લોહી શિંગડું મુકી અથવા જળો લગાડી કે તુંબડીથી અગર સંગરાં મુકીને કાઢવું.

(કેટલા રોગીનું સંગરાદિકથી લોહી નહી કાઢવું.)

न कुर्वीत शिरामोक्षं कृशस्यातिव्यवायिनः। क्लीबस्य भीरोर्गर्भिण्याः सूतिकापांडुरोगिणाम् ॥ ५२६ ॥ पंचकर्मविशुद्धस्य पीतस्नेहस्य चार्शसाम्। सर्वांगशोथयुक्तानामुदारिश्वासकासिनां ॥ ५२७ ॥ छर्द्यतीसारयुक्तानामतिस्विन्नतनोरपि । ऊनषोडशवर्षस्य गतसप्ततिकस्य च ॥ ५२८ ॥ आघातस्तुतरक्तस्य शिरामोक्षो न शस्यते । एषां चात्ययिके योगे जलौकाभिस्तु निर्हरेत् ॥ ५२९ ॥ तथापि विषयुक्तानां शिरामोक्षोपिशस्यते ।

નબળા કે તવાયલા માણસ; સ્ત્રીઓનો અતિ ભોગી પુરૂષ; નપુંસક; બિકણો; ગર્ભિણ સ્ત્રી અથવા સુવાવડી; પાંડુરોગી; વમનાદિક પાંચ કર્મોથી શુદ્ધ થયેલો માણસ; જેણે સ્નેહપાન કીધેલું; હરસનો રોગી; આખા શરીરે સુજેલો; પેટનો ઉદરરોગી; શ્વાસદમનો રોગી; ખાંસી; ઉલટી અને અતિસારે પીડાયલો રોગી; જેના શરીરનો ઘણો પરસેવો નિકળેલો; જેની સોળવરસની ઉમ્મર નથઇ હોય; જેની સીતેર વરસની ઉમ્મર વહી ગઇ હોય; કાન ઇત્યાદિ ઇંદ્રિયો એક બીજા રોગના સંબંધે તેમાંથી વેહતું લોહી; એટલા રોગીનું સંગરાં ઇત્યાદિકથી લોહી કાહડવું નહી; વખતે જરૂર પડેતો જળો મૂકાવીને લોહી કાડવું. કદાચિત ઉપલા રોગીને ઝેર ચડેલું હોય તો; સંગરાં મુકીને લોહી કાડવું.

(વાતાદિક ત્રણે દોષેથી દુષ્ટ થયેલું લોહી કાડવાની રીત.)

गोशृंगेण जलौकाभिरलाबु भिरिति त्रिधा ॥ ५३० ॥ वातपित्तकफै र्दुष्टं शोणितं स्रावयेद्बुधः । द्विदोषाभ्यांतु संसृष्टं त्रिदोषैरपि दूषितम् ॥ ५३१ ॥ शोणितं स्रावयेद्युक्त्या शिरामोक्षैः पदैस्तथा ।

વાયુ કોપથી દુષ્ટ થયેલું લોહી હોય તો, ગાયના શિંગડાથી કાડવું; પિત્તકોપથી લોહી બગડેલું હોય તો જળો મુકીને કાડવું; કફ કોપથી બગડેલું હોય તો તુંબડાથી લોહી કાડવું; બે અથવા ત્રણે દોષના કોપેથી લોહી બ-

ગડેલું હોયતો સંગરાં મુકાવીને લોહી કાડવું; અગર ફાચરા મારવા ઇત્યાદિકની વિધી નિચે લખેલી છે.

(શિંગડાં ઈત્યાદિકથી, લોહી કાડવાનો નિયમ.)

गृह्णाति शोणितं शृंगं दशांगुलमितं बलात् ॥९३२॥ जलौका हस्तमात्रं च तुंबीजद्वादशांगुलम् । पदमंगुलमात्रेण शिरा सर्वांगशोधिनी ॥ ९३३ ॥

શરીરે ફાચરા મારી શિંગડું લગાડેતો, તે પોતાને બળે આજુબાજુએથી ૧૦ આંગળસુધીનું લોહી ખેંચેછે. જળો લગાડેથી તે એક હાથસુધીનું લોહી ખેંચેછે. તુંબડી બાર આંગળસુધી ખેંચેછે. એખલા ફાચરા મારેથી એક આંગળ જગ્યાસુધીનું લોહી નિકલે છે. સંગરાં મુકાવેતો આખા શરીરનું લોહી ખેંચાય, બહાર આવી શરીરનું શોધન થાયછે.

(રોગીના શરીરમાંથી, લોહી ન નિકલે તેનું કારણ.)

शीते निरन्ने मूर्च्छायां तंद्राभीतिमदश्रमैः ।
युक्तानां न स्रवेद्रक्तं तथा विण्मूत्रसंगिनाम् ॥ ९३४ ॥

શીયાલો અથવા ઠંડકનો વખત, ભુખ્યો, રોગી; મૂર્છા; આંખે અંધારા; બીકણો; મદ ચડેલા; અતિ મેહનતે થાકેલો અથવા મળમૂત્ર જેને સાફ નહી થવાથી; એટલા કારણો જે રોગીને હોયતો; સંગરાં મુકેથી લોહી નિકળતું નથી.

(સંગરાં ઈત્યાદિકે લોહી, નાહી નિકળવાથી ઉપાય.)

अप्रवर्तिनि रक्ते च कुष्टचित्रकसैंधवैः ।
मर्दयेद्व्रणवक्त्रं च तेन सम्यक् प्रवर्तते ॥ ९३५ ॥

સંગરાં ઇત્યાદિક મુકવાથી; લોહી બહાર ન આવે; તો કોષ્ટ ચિત્રક, સિંધાલુણ; ત્રણે ઓષડનું ચૂર્ણ કરી, લોહી કાડવાના ઠિંધઉપર ચોળેથી ઉત્તમપ્રકારે લોહી બહાર આવે છે.

(લોહી કાડવા અગાઉ પરેહજ.)

तस्मान्न शीते नात्युष्णेन स्विन्ने नातितापिते ।
पीत्वा यवागूतमस्य शोणितं स्रावयेद्बुधः ॥ ९३६ ॥

અતિશી થંડી કે ગર્મીનો વખત ન હોય એ; રોગીના શરીરનો અતિશે પરસેવો ન કાડેલો; અતિ મહન્તે શરીર ગર્મ ન થએલું; સ્થીર પ્રકૃતિ થઆપછી; ઢાળના અધ્યાયમાં ઝાડા બંધ થવાને સજેલી જવની રાબકે કાંઈ રોગીને પીવડાવી તૃપ્ત થઆપછી લોહી કાડવું.

(લોહી બહાર અતિશે આવવા લાગે તેનું કારણ.)

अतिस्विन्नस्योष्णकाले तथैवातिशिरा व्यधात् ।
अतिप्रवर्तते रक्तं तत्र कुर्यात्प्रतिक्रियाम् ॥ ९३७ ॥

શરીરનો પરસેવો જેનો ઘણો નિકળેલો; અતિ ગર્મીના વખતે; સંગરાં મુકતી વખતે ઉંડાંણ નસ્તર ભોકાવાથી; સમુદ્રમાં ભરતીનો વખત હોય ઇત્યાદિક કારણે લોહી વધારે નિકળે છે.

(લોહી વધારે નિકળે તેના અટકાવનો ઉપાય.)

अतिप्रवृते रक्ते च लोध्रसर्जरसांजनैः । यवगोधूमचूर्णैर्वा धवधन्वनगैरिकैः ॥ ९३८ ॥ सर्पनिर्मोकचूर्णैर्वा भस्मना क्षौमवस्त्रयोः । मुखं व्रणस्य बध्वा च शीतैश्चोपचरेद्व्रणम् ॥९३९॥ विध्येदूर्ध्वं शिरां तां वा दहेत्क्षारेण वाऽग्निना । व्रणं कषायः संधत्ते रक्तं स्कंदयते हिमं ॥ ९४० ॥ व्रणास्यं पाचयेत्क्षारो दाहो संकोचयेच्छिराम् ।

હાથે કે પગે સંગરાં મુકતા નસમાંથી, વધારે લોહી નિકળવા લાગેતો; તેને અટકાવવા માટે લોધ્ર, રાળ. રસાંજન, ત્રણે ઓષડાનું ચૂર્ણ; જવ અને ઘઉંનું ચૂર્ણ; ધાવડા. ધમાસા, ગેરૂ ત્રણેનું ચૂર્ણ; સર્પની કાંચલીનું ચૂર્ણ;, રેસમી કે સુતરાઉ કાપડની રાખ; એટલા ઓષડામાંથી જે હાજર હોય તો સંગરાં મુકેલા વિંધમાં ભરાવી પટો જરા તાણીને બાંધવો; તે વિંધઉપર શુખડ ઇત્યાદિક શીતળ, વસ્તુંનો લેપાદિક ઉપાય કરેથી લોહી બંધ થાયછે. ઉપુના ઉપાય કરેથી લોહી બંધ ન થાય તો, સંગરાંનો આગલો વિંધ હોય, તેથી જરાક ઉપર નિચે બીજો એક સંગરાંનો ટોચો મારવો; અગર આગલા વિંધને ટકણખાર ઇત્યાદિકનો લેપ કરવો અથવા અગ્નિથી તે વિંધને ડાંભવું એટલા ઉપાય કર્તા બંધ ન થાયતો, કષાય એટલે લોધ્રાદિકના ચૂર્ણે વિંધનું મોહ બંધાયછે; શિત્તળ પાણી ઈત્યાદિક શિત્તળ ઉપાયે લોહી અટકે છે; અને ખારથી વિંધનું પાચન થાય; અગ્નિ ઇત્યાદિકે ડાંભવાથી નસો શંકોચાયછે.

## (ડાંભવાથી કેટલા રોગ દૂર થાયછે.)

वामांडकोशे दक्षस्य करस्यांगुष्ठमूलजाम् ॥ ९४१ ॥ दहेच्छिरां-
व्यत्ययेन वामांगुष्ठाशिरां दहेत् । शिरादाहप्रभावेन मुष्कशोथः प्रां
शाम्यति ॥ ९४२ ॥ विषूच्यां पाददाहेन जायतेऽग्नेः प्रदीपनम्
संकुचं तियतस्तेन रसश्लेष्मवहाः शिराः ॥ ९४३ ॥ यदा वृतिर्धर्य-
कृत्प्लीन्हो: शिशोः संजायते सृजः । तदा तत्स्थानदाहेन संकुचंत्य-
सृजः शिराः ॥ ९४४ ॥

રોગીના અંડની ડાબિ ગોળીએ સોઝા સહિત વેદના હોયતો; તેના જમણા હાથના અગુઠા મૂળની નસને ડાંભ દેવો. અંડની જમણી ગોળીને સોઝો વેદના સહિત હોયતો, ડાભા હાથના અંગુઠા મૂળની નસને ડાંભ દેવો. મોરચી થઆથી લોહડાનો નહાનો કોયતો કે તાવીથો અથવા કડછી જરા તપાવીને પગના તળીઆને લાછાં દેવા અથવા ઘસીને શેક આપવો; તેથી કરીને રસ વાહિ અને કફ વાહિ, નસો શંકોચાઇ ને કોઠાની અગ્નિ પ્રદીપ્ત થઇ, ઝાડા ઉલટીનો મોરચી રોગ દૂર થાય. કોઇ રોગીને પેટમાં જમણી બાજુએ યકૃતનો કાળખંડ, તાપતિલ્લી નામે કલેજાનો રોગ અથવા ડાભી બાજુએ પ્લીહાનો, ફવલૂ નામે ફેફસાદિકનો, રોગ થાય, તેથી કલેજા અને ફેફસાને સોઝો આવી વધે અથવા પાકેછે; તેની જગા બરાબર તપાસીને તે જગા ઉપર, ડાંભ દેવાથી બેહુ રોગ દૂર થાય.

## (ખરાબ લોહી સંગરાં ઇત્યાદિકથી, બહાર કાડતા થોડુંક રાખવાની જરૂર.)

रक्ते दुष्टेऽवशिष्टेपि व्याधिर्नैव प्रकुप्यति । अतः स्वाल्पं सावशेषं
रक्तेनातिक्रमो हितः ॥ ९४५ ॥ आंध्यमाक्षेपकं तृष्णां तिमिरं शि-
रसोरूजम् । पक्षाघातं श्वासकासौ हिक्कां दाहं च पांडुताम् ॥९४६॥
कुरुते विसृतं रक्तं मरणं वा करोति च ।

શરીરમાંથી બગડેલું લોહી સંગરાં ઇત્યાદિકથી બહાર કાડતા; તેમાનું થોડુંક લોહી શરીરમાં બાકી રહેવાથી રોગનો કોપ થતો નથી; પણ હિતકારક થાયછે. બગડેલું લોહી સર્વે ભુસેચુકે કાડવાથી; રોગીને આંધાપો આવે, અક્ષેપક વાયુનો કોપ થાય, તૃષા, આંખોને તિમિર રોગ, મસ્તકપીડા થાય, અર્ધાઅંગ

વાયુનો પક્ષઘાત, શ્વાસ, હાફણુ, દમ, ખાંસી, હેડકી, દાહ, પાંડુરોગ ઇત્યાદિક મરણ પામવા લાયેક રોગ થાય; માટે રોગીનું સર્વે લોહી કાડવું નહી.

(લોહીથી શરીરાદિક, ઉત્પત્તિનો પ્રકાર.)

देहस्योत्पत्तिरसृजा देहस्तेनैव धार्यते ।
विना तेन व्रजेज्जीवो रक्षेद्रक्तमतो बुधः ॥ ९४७ ॥

શરીરમાં લોહીથી સર્વેની અવયવ ઉત્પત્તી થાયછે; અને તેજ લોહીથી શરીરનું ધારણ પણ થાય, લોહીવીના હરયેક પ્રાણીનો જીવ રહેતો નથી. માટે જ્ઞાનિ પ્રાણિએ જીવનું રક્ષણ કરવા, પ્રથમ લોહીનું સંરક્ષણ કરવું;

(લોહી કડાવેથી રોગનો કોપ થાય તેનો ઉપાય.)

शीतोपचारैः कुपिते स्रुतरक्तस्य मारुते ।
कोष्णेन सर्पिषा शोथं सव्यथं परिषेचयेत् ॥ ९४८ ॥

લોહી કડાવેથી તેના વિંધસ્થાને; પિત્ત અને વાયુનો કોપ થયો હોયતો, શુખડ ઇત્યાદિક શિતળ ઉપાય કરવો. વાયુ કોપે વિંધસ્થાને વેદનાસહિત સોજો આવેથી, ઘી થોડું ગરમ કરી તેમાં રૂ ભીજવીને મુકવું.

(લોહી કાડવા પછી પરેહજી.)

क्षीणस्यैणशशोरभ्रहरिणच्छागमांसजः ।
रसः समुचितः पाने क्षीरं वा षष्टिका हिता ॥ ९४९ ॥

શરીરમાંથી લોહી નિકળી જઇ નબળાઇ કે ક્ષિનતા થઇ હોયતો, તેને હરણ, સસલા, બકરા ઇત્યાદિક જનાવરના માંસનો ઉકાળો પાવો; અગર સાડા બંધ થવાને ઢાળના અધ્યાયમાં લખેલી રાબ કે કાંજી પાવી. અગર સાઠ દિવસે પાકેલા ચોખાની ખીર, ગાયના દુધમાં ઉકાળીને પાવી, અથવા ગાયનું ધારોષણ દૂધ પાવું.

(સંગરાં ઇત્યાદિકે રોગીનું લોહી કહાડવાથી તે સુખી થવાના લક્ષણ.)

पिडाशांतिर्लघुत्वं च व्याधेरुद्रेकसंक्षयः ।
मन स्वास्थ्यं भवेच्चिन्हं सम्यक् विस्राविते सृजि ॥ ९५० ॥

રોગીને વેદના ઘટી રોગ ઓછો થાય, શરીરે હલકાપણું, મનને ખુશીપણું ઇત્યાદિક શરીર સુખાકારીના લક્ષણો થાયછે.

(લોહી કાડવા પછી દુઃખ ઉપજાવનાર રીત.)

व्यायाममैथुनक्रोधशीतस्नानप्रवातकान् ।
एकाशनं दिवानिद्रां क्षाराम्लकटुभोजनम् ॥ ९९१ ॥
शोकं वा दमजीर्णं च त्यजेदाबलदर्शनात् ।

શરીરમાં બળ આવે તેટલા સુધી, નિચે લખેલા કામ નહિ કરવા, અતિ મેહેનત, મથુન, ક્રોધ, શિતળ પાણીએ નહાવું નહી, ઘણાં પવનમાં રેહવું નહી; દીલગીરી, વાદવિવાદ,દિવસે નિદ્રા, જવખારાદિક ખરાસ, ખટાસ, તિખ્ખાસ ઇત્યાદિક જણસો ખાવી નહી; અજીર્ણ કર્તા ખોરાક ન ખાવો.

---

## अथत्रयोदशोऽध्यायः प्रारंभः ॥

## અથ તેરમો અધ્યાય પ્રારંભ.

(આંખોના રોગ દૂર થવા માટે ઉપાય.)

सेकआश्चोतनं पिंडी विडालस्तर्पणं तथा ॥ ९९२ ॥
पुटपाकोंजनं चैभिः कल्कैर्नेत्रमुपाचरेत् ।

સેક; આશ્ચોતન એટલે પાપણો ઉપર દૂધ, ઘી ઇત્યાદિક પદાર્થો થોળવા; છાળક મારવી; પિંડી એટલે લુગદી બાંધવી; વિડાળ એટલે લેપ કરવો; તર્પણ એટલે તૃપ્તિ માટે ધાર પાડવી; પુટપાક એટલે પોટીસ; અંજન; એવી રીતે સાત પ્રકારે નેત્ર રોગો માટે નિચે કહેલા ઉપાય કરવા.

(સેકનું લક્ષણ.)

सेकस्तु सूक्ष्मधाराभिः सर्वस्मिन्नयने हितः ॥ ९९३ ॥
मालिताक्षस्य मर्त्यस्य प्रदेयश्चतुरंगुलात् ।

રોગીની આંખ બંધ કરાવીને હુંફ ભરેલું દૂધ, ઘી ઇત્યાદિક સ્નેહ પદાર્થ કે રસ, ચાર આંગળ ઉંચેથી, ઝીણીધારે આંખ ઉપર રેહેડી કરતો સેક સર્વે રીતે પોહચે તેમ કરવો; તેને સેક કહે છે.

(સ્નેહાદિક સેકના ભેદથી જુદા ત્રણ પ્રકાર.)

सचापि स्नेहनोवाते रक्ते पित्ते च रोपणः ॥ ९९४ ॥
लेखनश्च कफे कार्यस्तस्य मात्रा ऽधुनोच्यते ।

વાયુનો કોપ હોય તો સ્નેહન સેક માટે; દૂધ, ઘી ઇત્યાદિક હુંફભરેલા પાતળા દ્રવોની ધાર પાડવી; રક્તપિત્તોનો કોપ હોયતો, રોપણ ઓષડ એટલે લોધર, જેઠીમધ, હરડે, બેહડા, આંમળા ઇત્યાદિક. ઓષડોને દુધમાં અથવા ગરમ પાણીમાં વાટી અને તેમાં ડોહીને ધાર પાડવી. કફ રોગનો કોપ હોયતો; સુંઠ, મરી, પિપર ઇત્યાદિક લેખ્ખણ ઓષડોને ઉપલી રીતે વાટીને સેક કરવો.

(સેકને માટે માત્રાની વિધિ)

षड्वाकूशतैः स्नेहनेषु चतुर्भिश्चैव रोपणे ॥ ९९९ ॥
वाकूशतैश्चत्रिभिः कार्यः सेको लेखनकर्माणि ।

સ્નેહન કર્મ કરતી વખ્તે એકથી છસો, અંક બોલાય તેટલાવખ્ત સુધી; જે ઓષડો કહેલા હોય તેની આંખ્યઉપર ધાર પાડવી. રોપણ ઓષડોના કર્મ કરતી વખ્તે, એકથી ચારસો અંક બોલાય તેટલાસુધી, લેખ્ખણ ઓષડોના કર્મ કરતા ત્રણસો, અંક બોલવાસુધી ધાર પાડવી.

(સેક કરવાને વખત.)

कार्यस्त्वकदिवसे सेको रात्रौ चात्ययिके गदे ॥ ९९६ ॥

આંખોઉપર જે ઓષડોનો સેક, કરવો હોય તે સહવારે દિવસેજ કરવો; પણ રોગનો કોપ અતિશે હોયતો, દિવસે અને રાત્રે પણ કરવો.

(વાતા ભિષ્પંદ રોગે એટલે આવેલી આંખોઉપર સેક.)

एरंडत्वक्पत्रमूलैः शृतमाजं पयोहितम् ।
सुखोष्णं सेचनं नेत्रे वाताभिष्पंदनाशनम् ॥ ९९७ ॥

સુરતી એરંડયાની છાલ, પાંત્રા, મૂળ સર્વેને ઝીણું વાટી; બકરીના દુધમાં ઉકાળી, સેહવાય તેવું હુફાયલું હોય; તેવખ્તે લેખન કર્મની રીતે, એકથી ત્રણસો અંક બોલાય, તેટલા સુધી આંખ્યઉપર ધાર કરવી.

(બીજીરીતે સેક.)

परिषेकोहितं नेत्रे पयः कोष्णं ससैंधवम् । रजनी दारुसिद्धं वा सैंधवेन समन्वितम् ॥ ५५८ ॥ वाताभिष्पंदशमनं हितं मारुतपर्यये । शुष्काक्षपाके च हितमिदं सेचनकं तथा ॥ ५५९ ॥

બકરીના દુધમાં સિંધાલુણનું ચૂર્ણ નાંખી, ગર્મકરી સેહેવાય તેવું હુફાયલાની ધાર આંખોઉપર રેહેડવી અથવા દારૂ હલદ, દેવદાર, સિંધાલુણ, ત્રણેનું ચૂર્ણ બકરીના દુધમાં મેલવી, જરાક ગર્મ કરીને આંખઉપર ધાર કરેથી; વાતાભિષ્પંદ રોગ; વાત વિપર્યય એટલે બગડેલી આંખોનો રોગ; શુષ્કાક્ષિ પાક એટલે સંકોચાયલી કે પાકેલી આંખનો રોગ દૂર થાય.

(પિત્ત રકત અને અભિઘાત ઉપર સેક.)

सावरं मधुकं तुल्यं घृतभृष्टं सुचूर्णितम् ।
छागक्षीरे घृतं सेकात्पित्तरक्ताभिघाताजित् ॥ ५६० ॥

લોધર, જેઠીમધ; બે ઓષડોનું સરખે વજને ચૂર્ણ, ઘીમાં તળી તેની ચટણી બકરીના દૂધમાં વાટી, તેમાં ડોહી ગર્મ કરીને હુફાયેલું હોય, તે વખતે આંખ ઉપર ધાર કરેથી; આવેલી આંખ, પિત્ત રકતનો લોહી-વિકાર, અભિઘાતરોગ એટલે આંખને જખમ લાગેથી થયેલો રોગ દૂર થાય.

(રકતાભિષ્પંદ રોગોઉપર સેક.)

त्रिफला लोध्रयष्टीभिः शर्कराभद्रमुस्तकैः ।
पिष्टैः शीतांबुना सेको रक्ताभिष्पंदनाशनः ॥ ५६१ ॥

હરડે, બેહડા, આંમળા, લોધર, જેઠીમધ, શાકર, નાગરમોથ અથવ ભદ્રમુસ્તા; સર્વે ઓષડો સરખે વજને પાણીમાં ચટણી વાટી, અને પાણીમાં ડોહીને આંખો ઉપર ધાર કરેથી, લોહી વિકારનો રોગ દૂર થાય.

(બીજી રીતે સેક.)

लाक्षा मधुकमंजिष्ठा लोध्रकालानुसारिवा ।
पुंडरीकयुतः सेको रक्ताभिष्पंदनाशनः ॥ ५६२ ॥

લાખ, જેઠીમધ, મજીઠ, લોધર, ઉપલસરી, સફેદ કમળ; છ ઓ-

ઘડો પાણીમાં ચટણી વાટી, તેમાં ગર્મ પાણી મેળવીને આંખઉપર ધાર કરેથી; આવેલી આંખનો રોગ દૂર થાય.

(નેત્રશૂળ દૂર થવાને સેક.)

श्वेतलोध्रं घृते भृष्टं चूर्णितं पटविस्रुतम् ।
उष्णांबुना विमृदितं सेकात् शूलघ्नमंबके ॥ ९६३ ॥

સફેદ લોધર ઘીમાં તળી; તેનું કપડ છાંદ ચૂર્ણ કરવું; તેને પછી ગર્મ પાણીમાં ચટણી વાટી, પાણીમાં ડોહી તેની ધાર આંખઉપર કરેથી; આંખોને થતો શૂળ રોગ દૂર થાય.

(આશ્ચોતન એટલે આંખમાં ટીપા પાડવાના લક્ષણ.)

अथ त्वाश्चोतनं कार्यं निशायां न कथं च न ।
उन्मीलिताक्षिणद्दग्मध्ये बिंदुभिद्व्यंगुलाद्धितम् ॥ ९६४ ॥

રોગીની આંખોના બેહું પાપણોને વૈદે, બે આંગળીથી પકડી ઉઘાડી; રાખવી; તેમાં દૂધ ઇત્યાદિક ઓષડના ટીપા, પાડવાને આશ્ચોતન કહેછે; પણ હરયેક ટીપા નાખવાની વિધિ રાત્રે કદાપી ન કર્તી દિવસે કરવી.

(લેખણ ઈત્યાદિક ઓષડોના ટીપા નાખવાની વિધિ.)

बिंदवोऽष्टौ लेखनेषु स्नेहने दशबिंदवः ।
रोपणे द्वादश प्रोक्तास्तेशीते कोष्णरूपिणः ॥९६९॥
उष्णे च शीतरूपाः स्युः सर्वत्रै वैष निश्चयः ।

લેખનકર્મ ઓષડોના ટીપા, નાંખવા હોયતો આઠ નાંખવા સ્નેહનકર્મ ઓષડોના દશ ટીપા નાખવા; રોપણકર્મ ઓષડોના બાર ટીપા નાંખવા; પણ ટીપા નાંખવાને શિત્તળ કે થંડીનો વખત હોયતો, ખમાય તેવું હુંફભરેલું ઓષડ નાખવું; અને ગરમીનો વખત હોયતો શિત્તળ નાંખવું,

(વાયુ ઈત્યાદિક માટે ઓષડોના ટીપા.)

वाते तिक्तं तथास्निग्धं पित्ते मधुरशीतलम् ॥ ९६६ ॥
तिक्तोष्णरुक्षं च कफे क्रमादाश्चोतनं हितम् ।

વાયુ કોપનો રોગ હોવાથી કડવા અને સ્નિગ્ધ ઓષડોના ટીપા નાંખવા;

પિત્તરોગ હોવાથી મધુર અને શીતળ પદાર્થના ટીપા નાંખવા; કફરોગ હોવાથી તિખ્ખા, ગર્મ, રૂક્ષ પદાર્થના ટીપા નાંખવા.

(ટીપા નાંખવાની માત્રાના લક્ષણ.)

आश्चोतनानां सर्वेषां मात्रा स्याद्वाकूशतं हितम् ॥ ९६७ ॥
निमेषोन्मेषणं पुंसामंगुल्योश्छोटिकाऽथवा ।
गुर्वक्षरोच्चारणं वा वाङ्मात्रेयं स्मृता बुधैः ॥ ९६८ ॥

માણસની આંખોના પાપણો બંધથઈ ઉઘડે, તેટલા વખતની અથવા અગાઉ બખેલી ચપટી વગાડવાની રીતે અથવા એકડેએકનો ઉચ્ચાર કરતાં, જેટલી વીલમ લાગે તેટલા વખતની એક માંત્રા ગણાય; તેને વાઙ્માત્રા કહે છે. એકસો માત્રાની વિધીકરેથી સંપૂર્ણ ફાયેદાકારક ગણાય.

(આંખોના વાતાભિષ્પંદ રોગ માટે, ઓષડના ટીપાની વિધિ.)

बिल्यादिपंचमूलेन बृहत्येरंडशिग्रुभिः ।
क्काथ आश्चोतने कोष्णो वाताभिष्पंदनाशनः ॥ ९६९ ॥

બીલમૂળ, એરણમૂળ, ટેંટૂમૂળ, શિવણમૂળ, પાડળમૂળ, તેને બીલવાદી પંચમૂળ કહેછે; તે પંચમૂળ, રિંગણીમૂળ, એરંડમૂળ, શેકટામૂળની અંતર છાલ; આઠ ઓષડોનો કાડો કરી, શેહવાય. તેવો આંખમાં ટીપા નાંખેથી ઉપલા રોગ દૂર થાય.

(વાયુરક્તપિત્તોના અભિષ્પંદ રોગઉપર ટીપા.)

अंबुपिष्टैर्निंबुपत्रैस्त्वचं लोध्रस्य लेपयेत् ।
प्रताप्य वह्निना पिष्ट्वा तद्रसो नेत्रपूरणात् ॥ ९७० ॥
वातोत्थं रक्तपित्तोत्थमभिष्पंदं विनाशयेत् ।

કડવા લિંબડાના પાંત્રા, પાણીમાં વાટીને લોધરની છાલઉપર લેપ કરવો. તે પછી અગ્નિઉપર તેને સેકીને ચટણી વાટવી,તેનો રસ નિચવી આંખમાં ટીપા નાખેથી, વાતજન્ય એટલે વાયુ કોપે અને રક્તપિત્તજન્ય એટલે લોહીથી આવેલી આંખનો, અને અભિષ્પંદ રોગ દૂર થાય.

(આંખને સંપુર્ણ, અભિષ્પંદ રોગોઉપર ટીપા.)

त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्पंदनाशनम् ॥ ९७१ ॥

હરડે, બેહડા, આંમળાનો કાડો કરી, હુંફભરેલા તેનાં ટીપા આંખમાં નાંખેથી, સર્વપ્રકારે ઝરતી અને આવેલી આંખનો રોગ દૂર થાય.

(રકતપિત્તાદિ જન્યની, ઝરતી અને આવેલી આંખ માટે ટીપા.)

स्त्रीस्तन्या श्चोतनं नेत्रे रक्तपित्तानिलार्तिजित् ।
क्षीरसर्पिर्घृतं वापि वातरक्तरुजं जयेत् ॥ ९७२ ॥

જે બૈરીઓના ધાવણામાં દુધ આવતું હોય, તે દબાવીને દુધના ટીપા આંખમાં નાંખેથી, આવેલી આંખની સર્વે વેદના દૂર થાય.

(આંખઉપર ઓષડોની થેપલી મુકવાના લક્ષણ.)

पिंडीकवलिका प्रोक्ता बध्यते पट्टवस्त्रकै ।
नेत्राभिष्पंदयोग्या सा व्रणेष्वपि निबध्यते ॥९७३ ॥

નિચે લખેલા ઓષડો વાટીને, વડા જેવી થેપલી આંખઉપર મુકી, રેસમી કાપડનો પટો બાંધવો; તેને પિંડી અથવા કવલિકા કહે છે. તેથી આવેલી આંખો અને નાસૂરાદિક વિંધનો રોગ દૂર થાય.

(નેત્રાભિષ્પંદ રોગોઉપર શિરોવિરેચન.)

अभिष्पंदे धिमंथे च संजाते श्लेष्मसंभवे ।
स्निग्धास्विन्नोत्तमांगस्य शिरस्तीक्ष्णैर्विरेचयेत् ॥ ९७४ ॥

કફસંબંધી અભિષ્પંદ અને અધિમંથ નામે રોગ થયો હોય તો, આંખોને પ્રથમ ઉતમાંગ એટલે સુવાળી કરવાને, મસ્તકે તેલ મસળી પર સેવો કરવો; પછી મસ્તકનું શોધન કરવાને તીક્ષ્ણ ઓષડે, નાકમાં નસ્યકર્મ કરવાથી આંખોનો અને મસ્તક વેદનાનો રોગ દૂર થાય.

(અભિમંથ રોગોઉપર બીજો ઉપાય.)

अधिमंथेषु सर्वेषु ललाटे वेधयेच्छिराम् ।
अशांते सर्वथा मंथे भ्रुवोस्तु परिदाहयेत् ॥ ९७५ ॥

આંખોના ડોલામાં અધિમંથ નામે સંપૂર્ણ રોગ થઈ, અર્ધા મસ્તકે વેદના થાયછે; તે રોગમાં કપાળસંબંધી નસોને અંગરા મુકાવી લોહી કાડવું. ઉપલો ઉપાય કર્તા રોગ દૂર ન થાય તો, ભ્રમરનની નસને ડાંભ દેવો.

(ઝરતીકે આવેલી આંખનો અભિષ્યંદો માટે વિધી.)

वाताभिष्पंदशांत्यर्थं स्निग्धोष्णा पिंडिका भवेत् ।

આંખે સંપૂર્ણ અભિષ્યંદ રોગ માટે, જે ઓષડનો ઉપયોગ લખેલા હોય; તેને ગર્મ પાણીમાં વાટી વડા જેટલી થેપલી આંખે બાંધવી; પણ વાયુસંબંધી અભિષ્યંદ માટે, તેમાં ચીકણીવસ્તુ મેળવીને બાંધવી.

(વાયુ અને પિત્તાભિષ્યંદ ઉપર પિંડી.)

एरंडपत्रमूलत्वक् निर्मिता वातनाशिनी ॥ ९७६ ॥

पित्ताभिष्पंदनाशाय धात्री पिंडी सूखावहा ।

સૂરતી એરંડયાના પાંત્રા, મૂળ, અને છાલ; ત્રણે એકઠા ગર્મપાણીમાં વાટીને થેપલી આંખઉપર બાંધેથી, વાયુ સંબંધી આંખોનો રોગ દૂર થાય; આંમળાંની ચટણી ગર્મપાણીમાં વાટીને આંખો ઉપર બાંધેથી પિત્તસંબંધી રોગ દૂર થાય.

(પિતાભિષ્યંદઉપર બીજીરીતે પિંડી.)

महानिंबफलोद्भूता पिंडी पित्तविनाशिनी ॥ ९७७ ॥

બકાણ લિંબડાના ફળ; ગર્મ પાણીમાં ઝીણા વાટીને, થેપલી આંખોઉપર બાંધેથી ઉપલો રોગ દૂર થાય.

(શ્લેષ્માભિષ્યંદ રોગ ઉપર પિંડી.)

शिग्रुपत्रकृता पिंडी श्लेष्माभिष्पंद नाशिनी ।

શેકટાના પાંત્રાને ગર્મપાણીમાં ઝીણા વાટી, આંખઉપર થેપલી મુકેથી; કફાભિષ્યંદ રોગ દૂર થાય.

(કફપિત્તા ભિષ્યંદાદિ રોગોઉપર પિંડી.)

निंबपत्रकृता पिंडी श्लेष्मपित्तहरा भवेत् ॥ ९७८ ॥

त्रिफला पिंडीका प्रोक्ता नाशने श्लेष्मपित्तयोः ।

કડવા લિંબડાના પાંત્રાને ગરમપાણીમાં ઝીણા વાટીને; થેપલી મુકેથી અથવા હરડે, બેહેડા, આંમળા ત્રણેને ગર્મપાણીમાં ઝીણા વાટીને આંખઉપર થેપલી બાંધેથી ઉપલા રોગ દૂર થાય.

(આંખે રકતભિષ્પંદાદી રોગોઉપર પિંડી.)

पिष्टा कांजिकतोयेन घृतभृष्टा च पिंडीका ॥ ९७९ ॥
लोध्रस्य हरतिक्षिप्र मभिष्पंदमसृग्दरम् ।

આડા બંધ થવાને ઢાળના અધ્યાયમાં લખેલી કાછ છે; તેમાં લોધરને ઝીણું વાટી, ઘીમાં તળીને ચેપલી આંખોઉપર બાંધેથી રોગ દૂર થાય.

(આંખે સોઝો, ખજવાળ ઈત્યાદિક ઉપર પિંડી.)

शूंठी निंबदलैः पिंडी सुखोष्णा स्वल्पसैंधवा ॥ ९८० ॥
धार्या चक्षुषि संयोगाच्छोथकंडूव्यथापहा ।

સુંઠ અને લિંબડાના પાંત્રાને એકઠા ઝીણા વાટી, તેમાં થોડુંક સિંધાલૂણ મેળવી આંખઉપર ચેપલી બાંધેથી ઉપલા રોગ દૂર થાય.

(આંખમાં અંજન અને પાંપણો બાહાર લેપની વિધી.)

विडालको बहिर्लेपो नेत्रपक्ष्मविवर्जितः ॥ ९८१ ॥
तस्य मात्रा परिज्ञेया मुखलेपविधानवत् ।

આંખના ડોલા બહાર એટલે પાંપણની ચામડી ઉપર લેપ કરવો; તેને વિડાલક કહેછે. મુખ લેપની વિધી અગાઉ લખેલાછે, તે પ્રમાણે આંખ ઉપર લેપાની માત્રાની વિધી કરવી.

(આંખના સર્વે નેત્ર રોગઉપર લેપ.)

यष्टी गैरिक सिंधूत्थ दार्वी तार्क्ष्यैः समांशकैः ॥ ९८२ ॥
जलपिष्टैर्बहिर्लेपः सर्व नेत्रामयापहः ।

જેઠીમધ, ગેરૂ, સિંધાલૂણ, દારૂહલદ, કલખાપરી; એ પાંચ ઓષડો સરખે વજને ગરમપાણીમાં ઝીણું વાટી, આંખોના પાપણની ચામડીને બહારથી લેપ કરે તો, આવેલી આંખોનો તથા સર્વે રોગ દૂર થાય.

(બીજી રીતે છ પ્રકારે જુદા જુદા લેપો.)

रसांजनेन वा लेपः पथ्याविश्वदलैरपि ॥ ९८३ ॥ कुमारिकाम्रिपत्रैर्वा दाडिमीपल्लवैरपि । वचा हरिद्रा विश्वैर्वा तथा नागरगैरिकैः ।

૧ દારૂહલદને બકરીના દુધ અને પાણીમાં, ઉકાળી માવો કરવો તે રસાંજન;તેને ગર્મપાણીમાં કાલવીને લેપ કરવો. ૨ હરડે,સુંઠ, તમાલપત્ર, ત્રણે ઓષડો ગર્મપાણીમાં વાટીને લેપ કરવો. ૩ કુવારનો ગર અને ચિત્રકના પાંત્રા બેહું વાટીને લેપ કરવો. ૪ ઘોડાવજ, હલદ, સુંઠ, ત્રણ ઓષડોને ગર્મપાણીમાં વાટીને લેપ કરવો. ૫ દાડમના પાંત્રા વાટીને લેપ કરવો. ૬ સુંઠ અને ગેરૂ બેહુંને પાણીમાં વાટીને લેપ કરવો. એવીરીતે છ પ્રકારે લેપ આંખ ઉપર કરેથી, આવેલી આંખોનો કે સર્વે પ્રકારે આંખનો રોગ દૂર થાય.

(ત્રીજી રીતે અંજન અને લેપ.)

दग्ध्वाऽग्नौ सैंधवं लोध्रं मधूच्छिष्टयुते घृते ।
पिष्टमंजनलेपाभ्यां सद्यो नेत्ररुजापहम् ॥ ९८५ ॥

સિંધાલૂણ, લોધર; બેહું ઓષડોને અગ્નિઉપર સેકી, ઝીણું ખલીને કપડછાંડ કરવું; તેમાં મીણ તથા ઘી કાલવી અંજન કરેથી; અથવા પાપણની બહારની આમડીને લેપ કરેથી, આંખોની સર્વે વેદના તુર્ત દૂર થાય

( ચોથી રીતે લેપ. )

लोहस्य पात्रे संघृष्टो रसो निंबूफलोद्भवः ।
किंचिद्धनोबहिर्लेपान्नेत्रबाधां व्यपोहति ॥ ९८६ ॥

લોહડાના વાસણમાં લીંબુનો રસ નાખી, લોહડાના દસ્તાથી ઘુટવું; તે રસ ઘુટતા જાડો થાય એટલે આંખોના પાપણ બહારની, આમડીને લેપ કરેથી નેત્રસંબંધી સર્વે રોગ દૂર થાય.

(આંખના સફેદ ડોલાને અર્મ રોગ ઉપર લેપ.)

संचूर्ण्य मरिचं केशराजस्वरसमर्दनात् ।
लेपनादर्मणां नाशं करोत्येष प्रयोगराट् ॥ ९८७ ॥

મરી, કેશરાજ અથવા ભાગરા કે ભીબલાના રસમાં વાટીને; આંખના પાપણ બહાર લેપ કરેથી, આંખના સફેદ ડોલા ઉપર થયેલા લાહીનો રોગ અથવા આવેલી આંખનો અર્મરોગ ઇત્યાદિક દૂર થાય.

(આંખના ડોળાઉપરની ચામડીને થતી આંજણીનો ઉપાય.)

स्विन्नां भित्वा विनिष्पीड्य भिन्नमंजननामिकाम् ।
शिलैलानतसिंधूत्थैः सक्षौद्रैः प्रतिसारयेत् ॥ ९८८ ॥

આંખના પાપણની ધારને આંજણીની ફોડકીઓ થાયછે, તેને આંખના પરસેવા સાથે મસળી નિચવી કાડવી; તેઉપર મનશીલ. એલચી, તગર, સિંધાલૂણ; આરેનું ચૂર્ણ મધમાં કાલવી તે ઉપર મસળવું.

(આંખોની તૃપ્તી થવાને તર્પણનો ઉપાય.)

अथ तर्पणकं वच्मि नेत्रतृप्तिकरं परम् । यद्रुक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम् ॥ ९८९ ॥ शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् । तिमिरार्जुनशुक्राद्यैरभिष्यंदाधिमंथकैः ॥ ९९० ॥ शुक्राक्षिपाकशोथाभ्यां युक्तं वातविपर्ययैः । तन्नेत्रं तर्पणे योज्यं नेत्रकर्मविशारदैः ॥ ९९१ ॥

આંખને થતા રોગમાં; રૂક્ષપણું, શુષ્કપણું, વાંકી થવાનો, બગડેલી, ચીપડા ભરેલી; એટલા રોગોને તૃપ્તિનો પ્રયોગ કરેથી દૂર થાય. આંખના પાપણના વાળ ખરી પડતા હોય, શીરોત્પાત નામે આંખના ડોળાની નસો લાલ થવાના તેર પ્રકારનો રોગ, કૃચ્છ્રોન્મીલનરોગ, તિમિરરોગ, અર્જુનરોગ, ફુલા પડવાનો રોગ, આવેલી આંખનો અભિષ્યંદરોગ, ડોળા દુઃખવાના રોગથી અર્ધુ મસ્તક પણ દુઃખે, શુક્રાક્ષિપાક, સોઝો, વાતવિપર્યય રોગ એટલા આંખના રોગીનેમાટે તર્પણવિધિ એટલે તૃપ્તિકર્તા ઓષડનો ઉપયોગ કરવો.

(તૃપ્તી કરવાને નહી લાયેક રોગી અને તેનો વખત.)

दुर्दिनात्युष्णशीतेषु चिंतायासभ्रमेषु च ।
अशांतोपद्रवे चाक्षिणतर्पणं न प्रशस्यते ॥ ९९२ ॥

વાદલા ઘેરાયેલી વખતે, અતિ થંડી અને ગર્મીના વખતે, મનને ચિંતા, શરીરે ઘણી મેહનત કરેથી, મસ્તકે ભ્રમ થયેલાને, ડોળાને શૂળાદિક ઉપદ્રવ; એટલા રોગીને તર્પણવિધીનો ઉપયોગ કરવો નહી.

(તર્પણની વિધિ.)

घातातपरजो हीने देशे चोत्तानशायिनः। आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमंडलौ ॥ ९९३ ॥ समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः। पूरयेद्धृतमंडेन विलीनेन सुखोदकैः ॥ ९९४ ॥ अथवा शतधौतेन सर्पिषा क्षीरजेन वा । निमग्नान्यक्षिपक्ष्माणि यावत्स्यूस्तावदेवहि ॥ ९९५ ॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः ।

અતિ પવન ફુકાતો, ગર્મી, ધૂળ ઉડતી ન હોય, તેવી જગ્યાએ રોગીને ચત્તો સુવાડી, અડદનો લોટ ભીજવી તેની આંખોની, આજુબાજુએ લોટની ફરતી, બે આંગળ ઉંચી પાળ મજબુત બાંધવી; પછી રોગીની આંખો બંધ કરાવી, તેઉપર ઘી, કાંજી અથવા ઘી અને હુફાયલું પાણી અગર એકસો પાણીએ ધોયલું ઘી અથવા હુફ ભરેલું દૂધ એટલા પદાર્થમાંથી હરયેકની ધાર, આંખઉપર બાંધેલી પાળમાં કરેથી તર્પણ પ્રયોગ કહેછે, તે એટલા સુધી કરવો કે તેમાં આંખો બુડેલી હોય, તે પછી રોગીપાસેથી હલકે હલકે તેની આંખો ઉઘાડવિંચ કરાવવી.

(તર્પણમાત્રાનું વજન.)

धारयेद्वर्त्मरोगेषु वाङ्मात्राणां शतं बुधः ॥ ९९६ ॥ स्वेच्छे कफे संधिरोगे मात्रा पंचशतं हितम् । शुक्ले च षट्शतं कृष्णरोगे सप्तशतं मतम् ॥९९७॥ दृष्टिरोगे ष्वष्टशतमधिमंथे सहस्रकम् । सहस्रं वातरोगेषु धार्यमेवं हि तर्पणम् ॥ ९९८ ॥

આંખોની પાપણમાં થતો રોગ હોય તો, આંખઉપર એકસો વાનમાત્રાસુધી, તર્પણપ્રયોગ ઉપર લખેલી રીતે કરવો. કફનો એખલો કોપ કે આંખની સાંધમાં થયેલો રોગ હોય તો, પાંચસો માત્રા; ડોલાની સફેદ જગ્યામાં થયેલા રોગને છસો માત્રા; ડોલાવચ્ચેના કાળા ભાગમાં થયેલા રોગને સાતસો; આંખની કીકીમાં થયેલાં રોગને આઠસો; આંખના ડોલાને થતિ વેદનાથી અર્ધું મસ્તક દુખવાના અધિમંથ રોગ કે વાયુરોગનો કોપ, આંખને હોય તો એકેક હજાર માત્રા; એવી રીતે વાનમાત્રાનો પ્રયોગ કરેથી, આંખોને તૃપ્તી થઇ ઉપલા સર્વે રોગ દૂર થાય.

(તર્પણવિધિ સ્નેહાદિકે કર્તા, કફનું બળ વધેથી ઉપાય.)

स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्यैरितं ततः ।

यथा स्वं धूमपानेन कफमस्य विशोधयेत् ॥ ५९९ ॥

તર્પણાના સ્નેહ વીર્યથી કફકોપ, ઉત્પન્ન થયેલો હોય તો, જવની-જવી વાટીને ધૂમપાન અધ્યાયમાં લખેલી રીતે ધૂમપાન કરવું.

(તર્પણ પ્રયોગ કેટલા દિવસસુધી કરવું.)

एकाहं वात्र्यहं वापि पंचाहं चेष्यते परम् ।

આંખોને તર્પણ કરવાની વિધિ, અગાઉ લખેલી રીતે દરરોજ; ત્રિજે દિવસે અથવા પાંચમે દિવસે કરેથી ઉત્તમ જાણવી.

(તર્પણ કરેથી તૃપ્તિ થવાના લક્ષણ.)

तर्पणे तृप्तिलिंगानि नेत्रस्येमानि भावयेत् ॥ ६०० ॥ सुखस्वप्नावबोधत्वं वैशद्यं वर्णपाटवम् । निवृत्तिर्व्याधिशांतिश्च क्रियालाघवमेव च ॥ ६०१ ॥

સુખેથી નીંદરા આવે, સુખેથી જાગરૂત થાય, આંખો ચોખ્ખી થઈ તેજ વધે, રોગનો નાશ થાય, ઉઘાડવિંચ કરવાને આંખ હલકી લાગે, ઇત્યાદિક શરીર સુખાકારીનાં લક્ષણો થાય.

(તર્પણવિધિ અતિશે થયાથી લક્ષણ.)

अथ साश्रूगुरुस्निग्धं नेत्रं स्यादतितर्पितम् ।

તર્પણ પ્રયોગે આંખોની તૃપ્તી ઘણી થયાથી, આંખોમાંથી પાણી ઝરે, અથવા આંખે ઘણું વજન જણાય.

(તર્પણવિધી થોડી થયાથી લક્ષણ.)

रुक्षमस्त्राविलं रुग्णं नेत्रं स्याद्धीन तर्पितम् ॥ ६०२ ॥

આંખે તર્પણવિધી થોડી કરેથી, તેની તૃપ્તી બરાબર ન થઈતો; આંખમધ્યેના ડોળા તેજવિનાના દેખાય; અગર લાલરંગે ડોહવાયલા કે રોગમાં ભરેલા દેખાય.

(તર્પણવિધી કરેથી આંખો, અતિ સ્નિગ્ધ એટલે ચીકણી થયેલી કે ન થયેલીનો ઉપાય.)

रुक्षस्निग्धोपचाराभ्यामेतयोः स्यात्प्रतिक्रिया ।

તર્પણવિધી કરવાપછી, રોગીની આંખો અતિ સ્નિગ્ધ થયાથી, અથવા રૂક્ષ એટલે તેજવિનાની થવાની પરીક્ષા કરવી; તેજવિનાની રૂક્ષ આંખો થવાથી સ્નિગ્ધ થવામાટે ઉપાય તર્પણવીધી ફરીને કરવી.

(આંખોના રોગમાટે, પુટપાક વિધી.)

अत उर्ध्वं प्रवक्ष्यामि पुटपाकस्य साधनम् ॥ ६०३ ॥ द्वौ बिल्वमात्रौ मांसस्य पिंडौ स्निग्धौ सुपेषितौ । द्रव्याणांबिल्वमात्रं तु द्रवाणां कुडवो मतः ॥ ६०४ ॥ तदेकस्थं समालोड्य पत्रैः सु परिवेष्टितम् । पुटपाकेन तत्पक्त्वा गृह्णीयात्तद्रसं बुधः ॥ ६०५ ॥ तर्पणोक्तविधानेन यथावदुपचारयेत् ।

આઠ તોલા હરણાદિક માંસમાં, ઘી ઇત્યાદિક સ્નેહ મેળવીને ઝીણું વાટવું; ઓષડો લખેલા સૂકા હોયતો ચાર તોલા; દૂધ, પાણી ઇત્યાદિક પાતળી વસ્તું સોલ તોલા; સર્વે એકઠું માંસસાથે મેળવીને ગોળો કરવો. તેઉપર જાંબુ અથવા આંબાદિકના પાંત્રા ફરતાં વિટાલી, તેઉપર છાણમટોડીનો લેપ કરી, બીજા ખંડમાં અંગરસની વિધિ લખેલી રીતે ગોળો બાફીને બહાર કાડવો, મટોડી અને પાંત્રા છોડી ગોળાનો રસ નિચવી ઉપર લખેલા તર્પણવિધીનો પ્રયોગ આંખઉપર કરવો.

(પુટપાક સંબંધી રસના ત્રણ જુદા ભેદો.)

दृष्टिमध्ये निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ॥६०६॥

स्नेहनो लेखनश्चैव रोपणश्चेति स त्रिधा ।

પુટપાક સંબંધી રસ, સ્નેહન, લેખન, રોપણ; જુદા જુદા નામે ત્રણ ભેદ છે. તે પ્રયોગ કરવાને રોગીને ચત્તો સુવાડી, આંખના ડોલાની વચ્ચે, ઉપલું ઓષડ દરરોજ નાંખવું.

(સ્નેહનાદિ ભેદોથી પુટપાકનો ઉપયોગ.)

हितः स्निग्धोऽतिरुक्षस्य स्निग्धस्यापि हि लेखनः ॥ ६०७ ॥

दृष्टेर्बलार्थमितरः पित्तासृक्व्रणवातनुत् ।

રૂક્ષ એટલે હીણતેજ આંખો થાય, તેને સ્નિગ્ધ પુટપાકનો ઉપયોગ કરવો; સ્નિગ્ધ એટલે ચીકણી આંખોને લેખન પુટપાકનો ઉપયોગ કરવો; લાંબી નજર થવાને અથવા આંખને બળ આવવા રોપણ પુટપાકનો ઉપયોગ કરવો; તેજ આવવાને ઉપલા પુટપાકનો ઉપયોગ કરેથી, ખરાબ થયેલી આંખોમાં જે પિત્ત, લોહી, વ્રણ એટલે વિંધવાળો રોગ, અને વાયુકોપ હોયતો, તે દુર થાય છે. તેનો ખુલાસો નિચે શ્લોકોમાં લખેલા છે.

(સ્નેહન પુટપાકની વિધી.)

सर्पिर्मांसवसामज्जामेदः स्वाद्वौषधैः कृतः ॥ ६०८ ॥
स्नेहनः पुटपाकस्तु धार्यो द्वे वाक्शते दृशोः ।

ઘી, હરણાદિ જનાવરનું માંસ, હાડકાં, ચરબી, લોહી; સર્વે મેળવી ઝીણું વાટીને, બીજા ખંડમાં ખંડીચૂર્ણના અધ્યાયમાં લખેલું, કાકોલ્યાદિક ગણના ઓષડોનું ચૂર્ણ, તેમાં મેળવી ગોળો કરી, તેઉપર જાંબુ, આંબા દિકના પાંત્રા વિંટાળી, તેઉપર છાણ મટોડીનો થર ચઢાવી, અગ્નિમાં બાફવું; પછી તેઉપરની મંટોડી પાંત્રા કાહાડી; તે ગોળા માંથી રસ આંખઉપર ઉપલી રીતે બસો વાનમાત્રાસુધી નિચવવો.

(લેખન પુટપાકની વિધી.)

जांगलानां यकृन्मांसैर्लेखनद्रव्यसंयुतैः ॥ ६०९ ॥ कृष्णलोह रजस्ताम्रशंखविद्रुमसिंधुजैः । समुद्रफेनकाशीसस्रोतोजदधिमस्तुभिः । ॥ ६१० ॥ लेखनो वाक्शतं धार्यस्तस्य तावद्धिधारणम् ।

હરણાદિકના કલેજાનું માંસ; લોહચૂર્ણ, તાંબાનું ચૂર્ણ શંખનું, ચૂર્ણ, પરવાળનું ચૂર્ણ, સિંધાલુણ, સમુદ્રફીણનું ચૂર્ણ, હિરાકસીનું ચૂર્ણ, સુરમાંનું ચૂર્ણ, બકરીના દૂધનું દહી કરી તેઉપરની તરીમાં, આઠે વસ્તુ મેળવીને ઝીણું વાટી ગોળો કરવો, તેને અગાઉ લખેલી રીતે પુટપાક કરી, તેનો રસ એકસો વાનમાત્રાસુધી આંખઉપર નિચવવો; તેને લેખન પુટપાક કહેછે.

(રોપણ પુટપાક.)

स्तन्यजांगलमध्वाज्यतिक्तकद्रव्यपाचितः ॥ ६११ ॥

लेखनात्रिगुणोधार्यः पुटपाकस्तु रोपणः ।
वितरेत्तर्पणोक्तां तु क्रियां व्यापत्तिदर्शने ॥ ६१२ ॥

સ્ત્રીયોના ધાવણાનું દૂધ, હરણાદિકનું માંસ, મધ, ઘી, કફ; સર્વે મેળ-વીને અગાઉ લખેલી રીત પુટપાક કરીને, તેનો રસ ત્રણસો વાનમાત્રાસુધી નિચળ્યો; તેને રોપણ પુટપાક કહેછે. પુટપાકની માત્રા પ્રમાણે વિધી ક-રવા છતા, વધારે અથવા ઓછી માત્રા થયાથી આંખોને વજન, તજહિણ ઇત્યાદિક ઉપદ્રવ થાય તો, તર્પણ પ્રયોગમાં જે ઉપાય લખેલા છે તે કરવો.

(આંખનો રોગ પાકેથી, અંજન કરવાની વિધી.)

अथ संपक्वदोषस्य प्राप्तमंजनमाचरेत् । हेमंते शिशिरे चैव मध्याह्ने जनमिष्यते ॥६१३॥ पूर्वाह्णे चापराह्णे च ग्रीष्मे शरदि चेष्यते । वर्षासु नाभ्रे नात्युष्णे वसंते च सदैव हि ॥ ६१४ ॥

આંખોનો રોગ પાકો થવાથી, ઓષડોનું અંજન કરવું પડે તો; આ. વેલી આંખમાં પાંચ દિવસને અંતરે કરવું; અંજન કરવાની સાધારણ વિધી કરવાને, માગસરથી ફાગણસુધી, હેમંતરૂતું અને શશિરરૂતુંમાં બપોરે અંજન કરવું; અને ગ્રીષ્મરૂતું જેષ્ઠથી અશાડમાં; આસોથી કારતક સુધી શરદરૂતુંમાં બપોર થવાની અગાઉ અંજન કરવું. વર્ષારૂતુંમાં વાદલા ઘેરાયલે અથવા અતિ ગર્મી પડવાના વખતે અંજન નહી કરવું. વસંતરૂ-તુંમાં દિવસે જયારે મરજી પડે તે વખતે અંજન કરવું.

(અંજન કરવાનો ભેદ.)

लेखनं रोपणं चैव तथा स्यात्स्नेहनांजनम् । लेखनं क्षारतीक्ष्णाम्लरसैरंजनमिष्यते ॥ ६१५ ॥ कषायतिक्तरसयुक्तं सस्नेहं रोपणं मतम् । मधुरस्नेहसंपन्नमंजनं च प्रसादनम् ॥ ६१६ ॥

લેખન, રોપણ અને સ્નેહન એટલા ભેદાથી અંજન ત્રણ પ્ર-કારે ગણાય, તેમધ્યે ખારો, તિખ્ખો, ખાટો; ઓષડોનો રસ અંજનમાં હોય તેને લેખનાંજન કહેછે; તુરા, કડવા રસો જે સ્નેહસહિત અંજનમાં હોય તેને રોપણાંજન કહેછે. મિઠા અને મધુર રસોસહિત ઘી ઇત્યાદિક સ્નેહ જેમાં હોય તેને સ્નેહનાંજન કહેછે.

(ગોળી ઈત્યાદિક વડીના ભેદોથી ત્રણ પ્રકારે અંજન.)

गुटिकारसचूर्णानि त्रिविधान्यंजनानि च ।
कुर्याच्छलाकयांगुल्या हीनानि च यथोत्तरम् ॥६१७॥

બાંધેલી ગોળી, રસરૂપદ્રવ્ય પદાર્થોસહિત અંજન, ચૂર્ણ; એવી રીતે ત્રણ પ્રકારે અંજન થાય. તેમાં ગોળીથી, રસરૂપ હલકા ગુણે, રસ રૂપથી ચૂર્ણ હલકા ગુણે જાણવું; તે અંજનમાં સલી ભરીને અથવા આંગળી ઉપર ચૂર્ણ લઇને આંખમાં તેઆંગળી ફેરવવી.

(અંજન કરવા વિષે લાયેક નહિ તેવો રોગ.)

श्रांते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे ।
अजीर्णे वेगघाते च नांजनं संप्रचक्षते ॥ ६१८ ॥

અતિ મેહનતથી થાકેલો રોગી, રડતો રોગી, બીહક પામેલો, દારૂ પીધેલો, નવ તરેહના તાવે પીડાતો રોગી, અજીર્ણ થયું હોય તે વખતે, પિશાબ ઇત્યાદિક મળનો અટકાવ થયેલી વખતે, એવી રીતના રોગીને અંજનનો પ્રયોગ કરવો નહીં.

(અંજન કરવાને ઓષડની ગોળીનું વજન.)

हरेणुमात्रां कुर्वीत वर्तिं तीक्ष्णांजने भिषक् ।
प्रमाणं मध्यमेध्यर्धं द्विगुणं तु मृदौ भवेत् ॥ ६१९ ॥

તીક્ષ્ણ અંજન ઓષડ એટલે અતિ જલદ ચટકો લાગે તેવાની; રેણુંકાબીજ જેટલી અને તેના વજને; જવ જેવી લાંબી ગોળી કરવી; તેમજ ઓષડનું મધ્યમ અંજન કરવાને, દોડ રેણુંકાબીજ જેટલી, ઉપલી રીતે કરવી; મૃદુ અંજન માટે બે રેણુંકાબીજ પ્રમાણે કરવી.

(અંજનમાટે ઓષડોના રસોનું વજન.)

रसक्रियातूत्तमास्यात्रिविडंगमिता हिता ।
मध्यमा द्विविडंगा स्याद्धीनात्वेकविडंगिका ॥ ६२० ॥

દ્રવ્યરૂપ અંજન પાતળા રસની માત્રા, ત્રણ વાવડીંગના વજને, આંખમાં આંજવાથી ઉત્તમ રસક્રિયા થાય; બે વાવડીંગના વજને અંજન કરેથી મધ્યમ ગણાય; એક વાવડીંગના વજને આંજવાથી હીણરસ ક્રીયા થાય.

(વૈરેચન અંજનોવિષે ચૂર્ણોનું વજન.)

वैरेचनिकचूर्णं तु द्विशलाकं विधीयते ।
मृदौ तु त्रिशलाकं स्याच्चतस्त्रः स्नेहिकेंजने ॥ ६२१ ॥

જે ઓષડનું અંજન કરેથી, આંખમાંનું ઘણુંક પાણી ઝરે, તને વૈરેચનિક કહેછે. તે ઓષડના ચૂર્ણ કે અંજનમાં સળી બે વખતે ભરી, આંખમાં ફેરવીને ખેંચવી; મૃદુ ઓષડોનું ચૂર્ણકે અંજનમાં ત્રણ ત્રણ વખતે સળી ભરી આંખમાં ફેરવીને ખેંચવી; ઘી ઇત્યાદિક સ્નેહ અથવા ત્રણે સહિત પદાર્થ અંજનમાં હોય તો, સળીને ચ્યાર વખતે ઓષડમાં ભરીને, આંખમાં ફેરવીને ખેંચવી; જેથી સારી રીતે ઓષડ આંખ પસરી પુરતી રીતે અંજન થાય.

(સળી બનાવવાની વિધી અને તેનું વજન.)

मुखयोः कुंठिता श्लक्ष्णा शलाकाऽष्टांगुलोन्मिता ।
अश्मजा धातुजा वा स्यात्कलायपरिमंडला ॥ ६२२ ॥

આંખમાં અંજન કરવાને સળી પથ્થર અથવા સોના રૂપા કે સિસાદિક ધાતુની, આઠ આંગળ લાંબી વટાણાના દાણા જેટલી જાડી, ગોળાકારે ઘણીજ સફાઈદાર બેહું છેડાસુધી સુવાળી કરવી.

(લેખણાદિક ઓષડોમાટે સળી.)

ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता ।
सुवर्णरजतोद्भूता शलाका स्नेहने मता ॥ ६२३ ॥
अंगुली च मृदुत्वेन कथिता रोपणे बुधैः ।

લેખન અંજનોમાટે તાંબાની અથવા લોહડાની કે પથ્થરની સળીનો ઉપયોગ કરવો; સ્નેહન અંજનોમાટે સોના અથવા રૂપાની સળીનો ઉપયોગ કરવો; રોપણ અંજનો સુહવાળુ હોય માટે તેમાં આંગળી ભરીને આંખમાં અંજન કરવું.

(અંજન કરવાનો વખત અને તેની રીત.)

सायं प्रातर्वाजनं स्यात्तत्सदा नैव कारयेत् ॥ ६२४ ॥
नातिशीतोष्णवाताभ्रवेलायां संप्रशस्यते ।
कृष्णभागादधः कुर्यादपांगं यावदंजनम् ॥ ६२५ ॥

સવારના પરોઢીયે અને સાંઝના શિત્તળતાના વખતે, આંખોના ડોળાની સર્વે ધારને બરોબર લાગે તેવીરીતે અંજન કરવું; ગર્મી કે ફુકાતો વાયુ, વાદળ ઘેરાયલા હોય એવા રોગ વધારનાર ઇત્યાદિક વખતે અંજન કરવું નહી.

(ચંદ્રોદયા વર્તિ નામે અંજનની ગોળી)

शंखनाभिर्विभीतस्य मज्जा पथ्या मनःशिला । पिप्पली मरिचं कुष्ठं वचा चेति समांशकम् ॥ ६२६ ॥ छागीक्षीरेण संपिष्य वर्त्तिं कुर्याद्यवोन्मिताम् । हरेणुमात्रां संघृष्य जलैः कुर्याद्यथांजनम् ॥६२७॥ तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् । रात्र्यंधं वार्षिकं पुष्पं वर्तिश्चंद्रोदया जयेत् ॥ ६२८ ॥

શંખનાભિ એટલે શંખવરચેનો ગર, બેહડાના ઠળીયાની મીજ, સૂરવારી હરડે, મનશીળ, પિપર, મરી, કોષ્ટ, ઘોડાવજ; આઠ ઓષડો સરખે વજનેનું ચૂર્ણ બકરીના દૂધમાં ઝીણું ખલીને, જવપ્રમાણે ગોળી લાંબી કરવી, તેને ચંદ્રોદયાવર્તિ કહેછે. તે એક ગોળી રેણુકાબીજ જેટલાં પાણીમાં ઘસીને આંખમાં અંજન કરવું. તેથી તિમિર એટલે આંખના ડોલા ચકરવકર થઈપડે તે, માંસવૃદ્ધિ ડોળામાં માંસનો વધારો થાય તે, કાચ બિંદુ એટલે આંખના ડોળાઉપર કાચ ઢળે કે મોતીયા, પડળ, અર્બુદ નાસૂરની ગાંઠ, રાત આંધળા, એક વર્ષનું પડેલું ફુલ એટલા રોગ દૂર થાય.

(આંખે ફુલા, છારી, ઝાખ ઈત્યાદિક રોગોઉપર લેખનવર્તિ.)

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभाविता ।
करंजबीजवर्तिस्तु शुक्रादीन् शस्त्रवल्लिखेत् ॥ ६२९ ॥

કેશુડા ફુલનો રસ કાડી, કરંઝબીજના, ચૂર્ણઉપર તેના ઘણાક પુટો આપી સુકવવું, પછી તેને ઝીણું ખલીને જવ જેવી લાંબી ગોળી બાંધવી, તેને ગર્મપાણીમાં ઘસી આંખમા અંજન કરેથી; ફુલા, માંસનો વધારો, છારી ઈત્યાદિક આંખમાં થયેલા. રોગ; છરીએથી જેમ રોગ કાપી કાડાએ તે પ્રમાણે દૂર થાય.

(બીજી રીતે ઉપાય.)

समुद्रफेनसिंधूत्थशंखदक्षांडवल्कलैः ।
शिग्रुबीजयुतैर्वर्त्तिः शुक्रादीन् शस्त्रवल्लिखेत् ॥ ६३० ॥

સમુદ્રફીણ, સિંધાલૂણ, શંખભસ્મ, મરઘીના ઇંડાની છાલ, શેકટાના બીજ; પાંચ ઓષડોસરખે વજને ચૂર્ણ કરી, પાણીમાં ઝીણું ખલીને લાંબી ગોળી બાંધવી; તે ગોળી ગર્મપાણીમાં ઘસીને આંખમાં આંજવાથી, ઉપલા રોગ દૂર થાય.

(આંખના ફુલા દૂર થાવાને લેખની દંતવર્તિ.)

दंतैर्दंतिवराहोष्ट्रगोहयाजखरोद्भवैः । शंखमुक्तांभोधिफेनयुतैः सर्वैर्विचूर्णितैः ॥६३१॥ दंतवर्तिः कृता श्लक्ष्णा शुक्राणां नाशिनी परा॥

હાથી, ડુંક્કર, ઉંટ, બળદ, ઘોડો, બકરા, ગધેડા; એટલા જનાવરના દાંત, શંખ, મોતી, સમુદ્રફીણ; એ દશ જણસોનું ચૂર્ણ કરી, પાણીમાં ખળીને જવ જેવી ગોળી બાંધવી; તેને દંતવર્તી કેહેછે. તે ગોળી ગર્મપાણીમાં ઘસીને, આંખમાં અંજન કરેથી ઉપલો રોગ દૂર થાય.

(તંદ્રા દૂરથવાને લેખની વર્તિ.)

नीलोत्पलं शिग्रुबीजं नागकेसरकं तथा ॥ ६३२ ॥

एतत्कल्कैः कृता वर्तिरतितंद्रां विनाशयेत् ।

લિલાકમળ, શેંકટાના બીજ, નાગરકેશર; ત્રણે ઓષડો સરખે વજને લઇ, પાણીમાં ખલીને લાંબી ગોળી બાંધવી; તે ગોળી ગર્મપાણીમાં ઘસીને અંજન કરેથી; શરીરે થાકોટો, સુસતી, આંખે ઝાંખ, છારી ઇત્યાદિક રોગ હોય તો તે દૂર થાય.

(આંખોના રોગમાટે રેપાણી કુસુમિકાવર્તિ.)

तिलपुष्पाण्यशीतिः स्युः षष्टिसंख्या कणाकणाः ॥ ६३३ ॥ जातीकुसुमपंचाशन्मरिचानि च षोडश । सूक्ष्मं पिष्ट्वा जले वर्तिः कृता कुसुमिकाभिधा ॥ ६३४ ॥ तिमिरार्जुनशुक्राणां नाशिनी मांसवृद्धिहृत् । एतस्याश्चांजने मात्रा प्रोक्ता सार्द्धहरेणुका ॥ ६३५ ॥

તલના ફુલ ૮૦, પિપર મધ્યેના દાણા ૬૦, જાઇના ફુલ ૫૦, કાળામરી સોળ; ત્રણેનું ચૂર્ણ કરીને પાણીમાં ખલી લાંબી ગોળી કરવી; તેને કુસુમીકાવર્તિ કહે છે. તેમાંની ૧ ગોળી દોડરેણુંકાબીજ જેટલા ગર્મપાણીમાં ઘસીને અંજન કરેથી; ચકરવકર થતા આંખના ડોલાને તિમિર

રોગ, આંખનાં સફેદ ડોળાઉપર થતો અર્જુનરોગ, આંખમાં ફુલા, ડોલા ઉપર માંસનો થયેલો વધારો; એટલા રોગ દૂર થાય.

(રાત આંધળાનો રોગ દૂર થવાનેવર્તિ.)

रसांजनं हरिद्रे द्वे मालती निंबपल्लवाः ।

गोशकृद्रससंयुक्ता वर्तिर्नक्तांध्यनाशिनी ॥ ६३६ ॥

દારૂહળદને બકરીના દૂધ અને પાણીમાં ઉકાળી માવો કરવો તે રસાંજન દારૂહાલદ, હળદ, ચંબેલીનો પાલો; પાંચ વસ્તું સરખે વજન ગાયના છાણના રસમાં ઝીણું ખલીને લાંબી ગોળી બાંધવી. તે ગોળી ગાયના મૂત્રમાં અથવા ગર્મપાણી સાથે ઘસીને અંજન કરેથી ઉપલો રોગ દૂર થાય.

(પાણી ઝરતી આંખ કે વાયુકોપ, લોહીવિકારઉપર સ્નેહવર્તિ.)

धात्र्यक्षपथ्याबीजानि एक द्वित्रिगुणानि च ।

पिष्ट्वा वर्तिं जलैः कुर्यादंजनं द्विहरेणुकम् ॥ ६३७ ॥

नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ।

આંમળાના ઠલીયાની બીજ એક ભાગ, બેહડાના ઠલીયાની બીજ બે ભાગ, હરડાના ઠલીયાની બીજ ત્રણ ભાગ; એ ત્રણેનો મગજ પાણીમાં ઝીણા વાટી લાંબી ગોળી બાંધવી. તેમાની એક ગોળીને બે ટીપાં ગર્મપાણીમાં ઘસીને, આંખમાં અંજન કરેથી ઉપલા રોગ દૂર થાય.

(રસ ક્રિયા.)

तुत्थमाक्षिकसिंधूत्थसिता शंखमनःशिला ॥ ६३८ ॥ गैरिकोदधिफेनं च मरिचं चेति चूर्णयेत् । संयोज्य मधुना कुर्यादंजनार्थं रसक्रियाम् ॥ ६३९ ॥ वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरा पराम् ।

મોરથુથું; સોનામુખીનો કાંકરો, સિંધાલૂણ, ખડીશાકર, શંખ, મનશીલ, ગેરૂં, સમુદ્રફીણ, મરી; નવ ઓષડો સરખે વજને સૂર્ણ કરી, મધમાં કાલવીને આંખમાં અંજન કરેથી; પાપણમાં થતો રોગ, ડોલાને થતો અર્મરોગ, આંખમાં કાચ ઢલે કે મોતીયા, ફુલાનો રોગ દૂર થાય.

(આંખમાં ફુલા પડેલાઉપર રસક્રિયા.)

वटक्षीरेण संयुक्तो मुख्यः कर्पूरजः कणः ॥ ६४० ॥

क्षिप्रमंजनतो हंति कुसुमं च द्विमासिकम् ।

વડના દૂધમાં કપૂર ખલીને આંખમાં અંજન કરેથી; બે મહિના અગાઊ પડેલું ફુલું દૂર થાય.

(ઘણી ઉંઘ આવતી હોય તેઉપર લેખની રસક્રિયા.)

क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमंजयेत् ॥ ६४१॥
अतिनिद्रा शमंयाति तमः सूर्योदयादिव ।

મધ અને ઘોડાના મુખની લાળ; એહુંમાં મરી ઝીણા ખલીને અંજન કરેથી; જેમ સૂર્યના પ્રકાશે અજવાળુ થાય છે; તેમ ઉંઘ દૂર થાય.

(આંખે ઝાંક અથવા આવતા અંધારા દૂર થવાને રસક્રિયા.)

जातिपुष्पं प्रवालं च मरिचं कटुकी वचा ॥ ६४२ ॥
सैंधवं बस्तमूत्रेण पिष्टं तंद्राघ्नमंजनम् ।

જાઇના ફુલ મધ્યેની કેશર, મરી, કડું, ઘોડાવજ, સિંધાલૂણ; છ જણસો સરખે વજને લઇ, બકરાના મૂત્રમાં ઝીણું ખલીને; અંજન કરેથી ઉપલા રોગ દૂર થાય.

(સન્નિપાતાદિક રોગઉપર રસક્રિયા.

शिरीषबीजगोमूत्रकृष्णामरिचसैंधवैः ॥ ६४३ ॥
अंजनं स्यात्प्रबोधाय सरसोनशिलावचैः ।

સરશિ, પિપર, મરિ, સિંધાલૂણ, લશણ, મનશીલ, ઘોડાવજ; સાત ઓષડો સરખે વજને લઇ, ગાયના મૂત્રમાં ઝીણું ખલીને, બેશુદ્ધ પડેલા સન્નિપાત રોગીને, આંખમાં અંજન કરેથી તરત શુદ્ધિમાં આવે.

(દાહાદિક બળતરઉપર રસક્રિયા.)

•दार्वी पटोलं मधुकं सनिंबं पद्मकोत्पलम् ॥ ६४४ ॥ प्रपौंडरीकं चैतानि पचेत्तोये चतुर्गुणे । विपाच्य पादशेषं तु शृतं नीत्वा पुनः पचेत ॥ ६४५ ॥ शीते तस्मिन्मधुसितां दद्यात्पादांशकां नरः । रसक्रियैषा दाहाश्रुरक्तराजरुजो हरेत् ॥ ६४६ ॥

દારૂહળદ, પટોળ, જેઠીમધ, કડવા લીંબડાની છાલ, પદમકાષ્ટ, કમળ, શ્વેત કમળ; એ સાત ઓષડો થોડા છુદીને તેના વજનથી ચોગણુ પાણી નાખી ઉકાળવું, પાણી બળતાં ચોથે હિસ્સે બાકી રેહેવાથી

ગાળી લેવું. તે કાડો ફરીને ઉકાળતા પાણી બળી જાડું અંજન થયાથી ઉતારી શિતળકરવું, તેમાં ચોથે હિસ્સે મધ અને ખડીશાકર મેળવી આંખમાં અંજન કરેથી, આંખે બળત્તર, ઝરતી આંખ, લોહીવીકાર, આંખ લાલ થવાનો રોગ દૂર થાય.

(પાપણના વાળફરી આવવાને, ખજવાળાદિકઉપર રોપણી રસક્રિયા.)

रसांजनं सर्जरसो जातीपुष्पं मनः शिला । समुद्रफेनो लवणं गैरिकं मरिचानि च ॥ ६४७ ॥ एतत्समांशं मधुना पिष्ठा प्रक्लिन्नवर्त्मनि । अंजनं क्लेदकंडूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥ ६४८ ॥

દારૂહળદને બકરીના દૂધ અને પાણીમાં ઉકાળી માવો કરવો તે રસાંજન, રાળ, જાઇના ફુલ, મનશીલ, સમુદ્રફીણ, સિંધાલૂણ, ગેરૂ, મરી; આઠ ઓષડનું ચૂર્ણ મધમાં ઝીણું ખલીને અંજન આંખમાં કરેથી, પાપણના રોગમાં થતો ઉત્કિલષ્ટરોગ અને પાપણો ઉજટાઇ જવાનો વર્ત્મરોગ, આંખે ચીકાસ, ખજવાળનો રોગ દૂર થઇ પાપણના વાળ ખરી પડેલા હોય તો તે પાછા આવે.

(આંખના ડોળા ચકર વકર ફરતા, તિમિરાદિક રોગઉપર રોપણી રસક્રિયા)

गुडूची स्वरसः कर्षः क्षौद्रं स्यान्माषकोन्मितम् । सैंधवं क्षौद्रतुल्यं स्यात्सर्वमेकत्र मर्दयेत् ॥ ६४९ ॥ अंजयेन्नयनं तेन पिल्लार्मतिमिरं जयेत् । काचं कंडूं लिंगनाशं शुक्लकृष्णगतान् रुजः ॥ ६५० ॥

ગુળવેલનો અંગરસ, એક તાલો કાડીને; તેમાં મધ અને સિંધાલૂણ ત્રણ ત્રણ વાલને વજને મેળવી, સારીરીતે ઝીણું ખલીને, આંખોમાં દરરોજ અંજન કરેથી; ચિપડા ભરાવવાનો રોગ, ડોલા ચકરવકર થવાનો રોગ, કાચ ઢળવાનો કે મોતીયાનો રોગ, ખજવાળ, ડોળાની પુતળી બગડી અંધાપાનો રોગ, કાળા અને સફેદ ડોળાને થતો રોગ ઇત્યાદિક સર્વે દૂર થાય.

(અંજનોવિષે પુનર્નવાના અનુપાનો.)

दुग्धेन कंडूं क्षौद्रेण नेत्रस्रावं च सर्पिषा ।
पुष्पं तैलेन तिमिरं कांजिकेन निशांधताम् ॥ ६५१ ॥
पुनर्नवा जयेदाशु भास्करस्तिमिरं यथा ।

પુનર્નવાને દૂધમાં ઘસી, આંખોમાં અંજન કરેથી ખજવાળનો; મ-

ધમાં ઘસીને અંજન કરેથી ઝરતી આંખોનો; ઘીમાં ઘસી અંજન કરેથી ફુલા પડવાનો; તલના તેલમાં ઘસીને અંજન કરેથી, ચકરવકર ડોલા થવાનો; ઢાળના અધ્યાયમાં લખેલી કાંજીમાં, ઘસીને અંજન કરેથી રાત આંધળાનો; ઇત્યાદિ અનુંપાને અંજન કરેથી સર્વે રોગો દૂર થાય; તેવીષે દ્રષ્ટાંત જેમ સૂર્ય ઉદે થવાથી અંધારૂ દૂર થાય; તેમ પુનર્નવાને જુદાજુદા અનુપાનમાં અંજન કરેથી, આંખોના સર્વે રોગ તુર્ત દૂર થાય છે.

(નેત્રસ્રાવોઉપર રોપણી રસક્રિયા.)

बब्बूलदलनिःक्काथो लेहीभूतस्तदंजनात् ॥ ६९२ ॥
नेत्रस्त्रावां जयत्येषो मधुयुक्तो न संशयः ।

બાવળના પાંત્રાનો અતિ જાડો કાડો કરી, તેમાં થોડું મધ મેળવી આંખમાં અંજન કરેથી; આંખોમાંથી પાણી ઝરવાનો રોગ દૂર થાય.

(બીજો ઉપાય)

हिज्जलस्य फलं घृष्ठ्वा पानीये नित्यमंजनम् ॥ ६९३ ॥
चक्षुः स्त्रावोपशांत्यर्थं कार्यमेतन्महौषधम् ।

હિજ્જળસ્ય ફળ કે જળવેતસ અથવા હિંગણુ બેટાના ફળ; પાણીમાં ઘસીને દરરોજ અંજન કરેથી; આંખે ઝરતા પાણીનો રોગ દૂર થાય.

(આંખો ચોખ્ખી થવાવિશે સ્નેહની રસક્રિયા.)

कतकस्य फलं घृष्ठ्वा मधुना नेत्रमंजयेत् ॥ ६९४ ॥
ईषत्कर्पूरसंहितं स्मृतं नेत्रप्रसादनम् ।

કતકસ્યફળ એટલે નિવળી કે નિર્મલીના ફળ, મધ અને થોડો કપૂર સાથે ઘસી, આંખો ચોખ્ખી થવાને અંજન કરવું.

(શિરોત્પાત નામે ડોળાનાં રોગોઉપર અંજન.)

सर्पिः क्षौद्रं चांजनं स्याच्छिरोत्पातस्य शांतये ॥ ६९५ ॥

શિરોત્પાતનામે રોગના કોપે, માથું દુઃખવાથી આંખના ડોલાની નસોના જાળાને લોહી ચડી આવે; મસ્તકે અને ડોળાને વેદના થાય; તે વખતે ઘી સાથે મધ મેળવી, અંજન કરેથી ઉપલા બેહું રોગ દૂર થાય.

(आंधळापणुं दूर थवाने रसक्रिया.)

कृष्णसर्पवसा शंखः कतकाफलमंजनम् ।
रसक्रिये यमचिरादंधानां दर्शनप्रदा ॥ ६५६ ॥

काळासर्पनी चरबी, शंख, निर्मळीना बीज; त्रणे ओषडने झीणुं खली, दररोज आंखमां अंजन करेथी, जलदी देखतो थायछे.

(लेखनचूर्णानुं अंजन.)

दक्षांडत्वक्‌शिलाकाचैः शंखचंदनगैरिकैः।
द्रव्यैरंजनयोगोऽयं पुष्पामार्दिविलेखनः ॥६५७॥

मुरघीनां इंडानी छाल, मनशील, सफेद काच, शंख, सफेद चंदन, सोनागेरु; छ ओषडो सरखे वजने मेळवी झीणुं खलीने आंखोमां अंजन करेथी, आंखमां फुला पडेलानो अने डोळाने थतो मांसनो वधारो अथवा मांस मोदिक थतो रोग दूर थाय.

(रात आंधळानो रोग दूर थवाने लेखनचूर्णांजन.)

कणाछागयकृन्मध्येपक्कातद्रसपेषिता ।
अचिराद्धंति नक्तांध्यंतद्वत्सक्षौद्रमूषणम् ॥ ६५८ ॥

बकराना कलेजामां पिपर अथवा मरीनुं चूर्ण मेळवी उकाळवुं; पाणी सर्वे बळता एक रस थयाथी, तेमां मध मेळवी झीणुं खळीने आंखमां अंजन करेथी; रात आंधळानो रोग दूर थाय.

(आंखने खुजली, काच ढळेला के मोतीया ईत्यादिक रोग उपर लेखन चुर्णांजन.)

शाणार्धमरिचं द्वौ च पिप्पल्यर्णवफेनयोः । शाणार्धं सैंधवं शाण्णा नव सौवीरकांजनात् ॥ ६५९ ॥ पिष्टं सुसक्ष्मं चित्रायां चूर्णांजनमिदं शुभम् । कंडूकाचकफार्तानां मलानां च विशोधनम् ॥ ६६० ॥

मरी पांच वालने वजने, पिपर अने समुद्रफीण अर्धो अर्धो तोलो; सूरमा सवाबे तोला;ए चार ओषडो जे दिवसे,चित्रा नक्षेत्र होय ते दिवसे झीणुं खली; आंखमां अंजन करेथी; आंखने खुजली, काच ढळेला के मोती

યાનો રોગ, આંખે કફ કોપ હોયતો દૂર થાય, મળમૂત્રનું શોધન થાય.

(સર્વે નેત્ર રોગ ઉપર મૃદુ ચૂર્ણાંજન.)

शिलाया रसकं पिष्ट्वा सम्यगापूलाव्य वारिणा । गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम् ॥ ६६१ ॥ शुष्कं च तज्जलं सर्वं पर्पटी सन्निभं भवेत् । विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः ॥६६२॥ कर्पूरस्य रजस्तत्र दशमांशेन निक्षिपेत् । अंजयेन्नयने तेन सर्वदोषहरं हि तत् ॥ ६६३ ॥ सर्वरोगहरं चूर्णं चक्षुषोः सुखकारि च ।

કળખાપરીને પથ્થરના ખલમાં અતિશે, ઝીણું ખલી પાણી ભરેલા વાસણમાં, ડોહી તેમાનું નિત્તરતું પાણી બીજા વાસણમાં કાઢી લેવું; તેને ફરી ઉકાળી સર્વે પાણી બાળી નાખી, તેનો મેદા તડકે શુકવેથો; પોપડાં બંધાશે એટલે ઝીણું ફરીને ખલી; તેને હરડા, બેહડા, આંમળા દરેક ઉ-કાળાના ત્રણ ત્રણ પુટો આપી; દરેક વખતે તડકે શુકવીને ખલવું; પછી તેના વજનથી દસમે હસ્સે કપૂર મેળવી, ફરી ઝીણું ખલીને કાચની શીશીમાં ભરી રાખવું; તેમાંથી દરરોજ રાત્રે અંજન કરેથી, આંખોના સર્વે રોગ દૂર થાય.

( આંખોના સર્વે રોગો ઉપર સૌવીરાંજન. )

अग्नितप्तं च सौवीरं निषिंचेत्त्रिफलारसैः ॥ ६६४॥ सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् । अंजयेन्नयने तेन प्रत्यहं चक्षुषोर्हितम् ॥ ६६५॥ सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ।

સુરમાને દરેક વખતે અગ્નીમાં તપાવી લાલ થવાથી; તેને હરડે, બેહેડા, આંમળાના ઉકાળામાં નાંખી શિતળ પાડવો. તેવી રીતે સાતે વખતે તેજ સુરમાને લાલ કરીથંડો કરવો. ત્યાર પછી સાત વખતે તપાવીને સ્ત્રીઓના ધાવણના દૂધમાં થંડુ કરવું. એટલે તે સૂરમો શુદ્ધ થાય, તેને અતિ બારીક ખલીને, આંખમાં અંજન કરેથી સર્વે રોગ દૂર થઇ, આંખો ચોખ્ખી થઇ તેજદાર થાય છે.

(સિસાની સળીને ઓષડોના પૂટો આપી,આંખમાં ફેરવવાની રીત.)

त्रिफलाभृंगशुंठीनां रसैस्तद्वच्च सर्पिषा ॥ ६६६ ॥

गोमूत्रमध्वजाक्षीरैः सिक्तो नागःप्रतापितः ।
तच्छलाका हरत्येवसर्वान्नेत्रभवानूगदान् ॥६६७॥

સિસુ તપાવી રસ થવાથી; હરડે, બેહેડા, આંમળાના ઉકાળામાં નાંખવો, તે ભીજવતા પાછો ઉડે નહી તેમ સાત વખતે થંડો પાડવો; પછી ભાંગરાના પાંત્રાના અંગરસમાં, શુંઠના કાડામાં; ઘીમાં; ગાયના મૂત્રમાં; મધમાં; બકરીના દુધમાં; ઉપલી રીતે રસ કરી દરેકમાં, સાત સાત વખતે નાંખી થંડો કરવો; પછી તેની સફાઇદાર સળી કરી; આંખમાં દરરોજ ફેરવેથી સર્વે રોગ દૂર થાય.

(ઉપલી સળીનું અંજન. કરેથી પરેહેજ.)

गतदोषमपेताश्रु संपश्यन्सम्यगंभासि ।
प्रक्षाल्याक्षि यथादोषंकार्यं प्रत्यंजनं ततः ॥६६८॥

ઉપલી સિસાની સળીએ આંખમાં અંજન કરેથી; પાણી ઝરી જવા પછી, શિત્તળ પાણી ભરેલા વાસણ સાંમે; રોગીને બેશાડી થંડુ પાણી દેખાડવું; તે પછી આંખો શિત્તળ પાણીથી ધોઇ નાંખવી; ફરી તે સળીએથી અંજન કરવું, તે વીશે વધારે ખુલાસો નિચેના શ્લોકોમાં છે.

(આંખોમાં રોગ બાકી રહેવાથી નુકસાન.)

नवानिर्गतदोषेऽक्षिणधावनं संप्रयोजयेत् ।
प्रत्यंजनं तीक्ष्णतप्तेनेत्रे चूर्णं प्रसादनम् ॥६६९॥

આંખોમાંથી પાણી ઝરી સર્વે રોગ નિકળયો નહી હોય; તેની અગાઉ શિત્તળ પાણીથી આંખો ધોવી નહી; અગર તીક્ષ્ણ અંજનો કરેથી ડોળાને ગર્મી થઇ હોય તો, પાછલ લખેલું પ્રત્યંજન ચૂર્ણનો ઉપયોગ કરવો.

(પ્રત્યંજન ચૂર્ણ.)

शुद्धे नागे द्रुते तुल्यं शुद्धंसूतंविनिक्षिपेत् ।
कृणांजनं तयोस्तुल्यंसर्वमेकत्र चूर्णयेत् ॥ ६७० ॥
दशमांशेन कर्पूरं तस्मिन् चूर्णे प्रदापयेत् ।
एतत्प्रत्यंजनं नेत्रगदजिन्नयनामृतम् ॥६७१॥

સિસુ તપાવી તેનો રસ નિતારી લેવો, પછી સોનું ઇત્યાદિક ધાતુંની શુદ્ધી કરવાને, બીજા ખંડમાં તેલ, છાસ, ગાયનું મૂત્ર ઇત્યાદિક લખેલી રીતે, સિસુ શુદ્ધ કરવું; અગર ઉપર સિસાની સળી શુદ્ધ કરવાને વિધી લખેલી છે; તે રીતે શુદ્ધ કરી; તેના વજને શોધેલો પારો તથા બેહુનાં

વજને તેમાં સુરમો મેળવી, સર્વેને ઝીણું ખલવું; પછી તે સર્વેના વજનથી દશમે હિસ્સે, ભીમસેની કપૂર મેળવો અતિ ઝીણું ખલવું; તેને પ્રત્યંજન ચૂર્ણ કહેછે; તેનું અંજન કરેથી સંપૂર્ણ નેત્ર રોગ દૂર થાયછે. એ ચૂર્ણનું અંજન આંખોને અમૃત જેવું છે.

(સર્પનું ઝેર દુર થવાને આંખોમાં અંજન.)

जयपालस्य मज्जां च भावयेन्निंबुकद्रवैः ।
एकविंशतिवेलं तत्ततोवार्तिं प्रकल्पयेत् ॥ ६७२ ॥
मनुष्यलालया घृष्ट्वा ततो नेत्रे तयांजयेत् ।
सर्पदंष्ट्रविषं जित्वा संजीवयति मानवम् ॥ ६७३ ॥

જે પાળા ફળના કળીઆ મધ્યેની મીજને; લિંબુના રસની એક વીસ ભાવના આપો, ઝીણું ખલી જવ જેવી લાંબી ગોળી કરવી; તેમાંની ગોળી હરયેક માણસના મૂખની લાળમાં ઘસીને ઉપરાઉપરી આંખમાં અંજન કરેથી સર્પના ડંખનું ચડેલું ઝેર; ઉતરીને મરણતોલ થયેલો માણસ હુશીયાર થાય છે.

(આંખોનારોગને હથેલીના સેકથી ફાયદો.)

भूत्का पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदि दीयते ।
जातरोगा विनश्यंति तिमिराणि तथैव च ॥ ६७४ ॥

જમવા પછી પોતાના હાથ ધોઇ બેઉ હાથની હથેલી, એક બીજા સાથે ઘસીને ગર્મ થયાથી આંખે સેક ઉપરા ઉપરી કરેથી, આંખોના તિમિરાદિકરોગ દૂર થાય.

(આંખોને શિતળ પાણી છીપવાથી ફાયદો )

शीतांबुपूरितमुखः प्रतिवासरं यः कालत्रयेण नयनद्वितयं जलेन । आसिंचति ध्रुवमसौ न कदाचिदक्षिरोगव्यथाविधुरतां भजते मनुष्यः ॥६७५॥

આંખો ઉપર થંડા પાણીના કોગળા કે છાલક દરરોજ ત્રણ ત્રણ વખતે મારેથી; આંખોને થતો હરયેક રોગ દૂર થાય.

(આ ગ્રંથનો ગૂઢાર્થ.)

आयुर्वेदसमुद्रस्य गूढार्थमणिसंचयं । ज्ञात्वा कैश्चिद्बुधैस्तैस्तु कृता विविधसंहिताः ॥ ६७६ ॥ किंचिदर्थं ततो नीत्वा कृतेयं संहिता मया । कृपाकटाक्षविक्षेपमस्यां कुर्वंतु साधवः ॥ ६७७ ॥

મહાસમુદ્ર જેવો આયુર્વેદ મોહોટો છે; તેમાં તત્સંબંધી જે મણી સદ્રશ ગૂઢાર્થ; તેમાં ઉત્તમ પ્રકારે ગુપ્ત ગુણો સમાવેલા હોવાથી; અગ્નિ• વેશાદિક મુનીવોએ, તેમાંથી અનેક પ્રકારની સંહિતાના ગ્રંથો રચેલા છે, તેનો સારાંશ ગ્રહણ કરીને શારંગધર સંહિતા, નામે આ ગ્રંથ રચેલો છે. તે ઉપર સજ્જન સાધુ જનોએ કૃપાથી નજર કરવી.

(આ ગ્રંથનું ફળ)

विविधगदार्तिदरिद्रनाशिनी या हरिरमणीव करोति योगरत्नैः ।
विलसतु शार्ङ्गधरस्य संहितेयं कविहृदयेषु सरोजनिर्मलेषु ॥६७८॥

આ ગ્રંથના કરેલા સંગ્રહમાં કાડા, ચૂર્ણો ઇત્યાદિક રત્નોથી; અનેક પ્રકારે તાવ ઇત્યાદિક રોગી તત્સંબંધી, અતિ પીડારૂપ દરિદ્રને દૂર કરનારા; શારંગધર સંહિતામાં ઉપાય લખેલા છે. તે કમળ જેવા નિર્મળ હોવાથી, કવિ હ્રદયે સ્થાને જેમ ભવાની સોભા પામે છે; તે વિશે દ્રષ્ટાંત મહાલક્ષ્મી જેમ અનેક પ્રકારના રત્નોથી, ભરપૂર રહી પોતાના ભક્તોનું દલીદ્ર દૂર કરે છે. તેમ આ ગ્રંથમાં લખેલા ઓષડોના સંગ્રહનો, જે માણસ ઉપ• યોગ કરે છે તેના સર્વે રોગો દૂર થાય છે.

(કળિયુગમાં માણસોનું આયુષ અને બુદ્ધિ ટુંકી વિશે.)

अल्पायुषामल्पधियामिदानीं कृतं समस्तश्रुतिपाठशक्ति । तदत्र यत्नं प्रतिबीजमात्रमभ्यस्यतामात्महितं प्रयत्नात् ॥ ६७९ ॥

કળિયુગમાં માણસોનું આયુષ, બુદ્ધિ અલ્પ હોય; માટે આખા આ-. યુર્વેદનો અભ્યાસ કરવાનેસમર્થ ન થાય. તેથી આ યુગમાં સર્વે માણસોએ પોતાના આત્માનું સંરક્ષણ કરવા માટે યોગ્ય અને સારાંશ રૂપ.એવો જે આ ગ્રંથ મોહટી મેહન્તે શારંગધર રૂપીએ રચેલો છે; તેનો અભ્યાસ કરવો.

इति श्रीदामोदरसूनुशार्ङ्गधरेण विरचितायां संहितायां उत्तरखंडे त्रयोदशोऽध्यायः समाप्तः ॥



# કર્મવિપાક.

## આગલા જન્મે અથવા આજન્મે કરેલા પાપનું પરિણામે થતા રોગો અને તેનો ઉપાય.

૧ બ્રહ્મહત્યાથી રાજયક્ષ્માનો રોગ ઉત્પન્ન થાય છે; તેનો ઉપાય મૃત્યુંજયનું અનુષ્ઠાન, શિવપૂજા, રોગીના વજને અનાજ ઇત્યાદિક સોનાનું દાન, દરરોજ કરવું.

૨ દ્રવ્ય ખેંચી જનાર અથવા ચોરનારને, જમતા ઉઠાડનારને, વિષૂચિકા, મરચી ઇત્યાદિક રોગ થાય છે; તેણે ભૂખ્યા કે ગરીબોને જમાડવા.

૩ પોતાના કુળની છોકરીનો સંભોગ કરનારને,સોનું ચોરનારને,પર્માનો રોગ કે પિશાબ બંધથવાનો મૂત્રકૃચ્છ્ર રોગ થાય; તેણે સોનાનું દાન આપવું.

૪ શિવનું મંદિર ભાગનારે, ધન્યધાન્ય લૂટી જનારને, બીજાનું અપમાન કરનારને, વગર વાંકે કોઇને મારનારને; પાંડુરોગ અથવા કમળાનો રોગ થાય; તેણે જમીનનું દાન અથવા સાકર પાણીનું સરબત હમેશાં ગરીબોને પીવડાવવું, માર્ગે પરભા બાંધવું.

૫ બીજાને શખ્ત પીડા કરનારને સોઝાનો રોગ થાય; તેણે જાસવતના લાખ ફુલ દેવ ઉપર હમેશા ચહડાવવા.

૬ જાદુ કરીને, ઓષડ ખવાડીકે બાઇને ગર્ભપાત કરનારને; પેટમાં જળડર રોગ થાય; તેણે રસ્તામાં ઘણાક પાણીના પરભ બંધાવવા.

૭ જીવહિંસા કરનારને, હરયેકની હમેશા નિંદા કરનારને, નાડીવ્રણ એટલે નાસૂરાદિક ગાંઠો થાય; તેણે ગાયોનું દાન હમેશા કરવું.

૮ બાળકોની હત્યા કરનારને, વારંવાર જેનો ગર્ભ ટુંટી પડતો હોય, ગર્ભની વૃદ્ધિ નહી થાય; તેણે દેવ બ્રાહ્મણોની પૂજા હમેશા કરવી.

૯ વિશ્વાસ ઘાત કરનારને, ખરાબ શબ્દો બોલનારને, બીજાના જીવ લેનારને, વગર વાંકે બંદીખાને નાંખનારને, અદેખાઇ કરનારને, રસ વિક્રય કરનારને, શાસ્ત્રાર્થ અને દેવ દ્વિજ ઉપર દોષ મુકનારને, હોમના કુંડ, યાગ, વિવાહ, કુવો, જળાશય, અરણ્ય ઇત્યાદિકનો નાશ કરનારને, તેર પ્રકારે સન્નિપાત રોગો થાય; તેણે પોતાના

શરીરના વજન સોનું તોળી દાન કરતા રહેવું. ઘોડાનું દાન, ઉંડા કુવા, તળાવ, દેવાલ્યાદિક બાંધવા અને લોકોપયોગી કોઠફળ, બિળફળ, આબાંનાં ઝાડ રસ્તે રસ્તે ઉગાડવા.

૧૦ મૂર્તિ કે દેવસ્થાન ભાંગવાથી, ભિક્ષુકની વૃત્તિ છેદવાથી, નિતીવાન માણસને નરસ કે ચોર, વ્યભિચારી કહેવાથી; મૂળવ્યાધ, અતિસારના ઝાડા, ખાંશી, દમ, શ્વાસ રોગ થાય; તેણે ભૂમિદાન કરવાં; અથવા લોકોપયોગી રસ્તેરસ્તે બગીચા કરવા, દેવાલયો બાંધવા, સાધુ સંતના મઠ અને ધર્મશાળા બાંધવી.

૧૧ હરયેક જમનારે અતિશ ખાધું હોય, તેનો જે દ્વેશ કરે, તેના મુખને અરૂચિ રોગ થાય; તેણે અન્નાદિકનું દાન હમેશાં કરવું.

૧૨ હરેકને શૂળી ઉપર ચઢાવે, હાથ, પગ, કાન, કાપે, આંખો ફોડે, પ્રાણી માત્રને જીવથી મારનારને, સત્તાવીસ પ્રકારના શૂળ રોગ ઉત્પન્ન થાય; તેણે ચોર આવવાનો માર્ગ ઉઘાડો હમેશા રાખવો; બંધીવાનોને છોડાવવા, અનેક ફળો, દહી, દૂધ ઇત્યાદિક રસનું દાન હમેશા કરવું; કુવા, તળાવ, પાણીની નેહર કરાવવીઃ ભૂખ્યાને કે બ્રાહ્મણોને ભોજન કરાવવું, જપ, તપ કરવાં.

૧૩ હરેકને દુઃખ દેનારને, વિશ્વાસઘાતના મોહટા પાપ કરનારને; હેડકી કે ઉચકી, ખાંશી, હાફણનો દમ રોગ ઉત્પન્ન થાય. તેણે પૃથ્વી પ્રદીક્ષણા, ગ્રહની શાંતિ, દેહ પ્રાયશ્ચિત ઇત્યાદિક વિધિ કરવી અને દેગાયોની પુજા કરવી.

૧૪ ગાય, કન્યા, ષડરસ જે વેચે તેને અનેક પ્રકારે વાયુ રોગનો કોપ હમેશા થાય; તેણે ગાયના દાન, મધુ ધેનુંના દાનો હમેશા કરવાં.

૧૫ ઇશ્વર સંબંધી કથા ન સાંભળેથી કર્ણશૂળ રોગ થાય; તેણે પંચગવ્યા હમેશા પીવું.

૧૬ હરયેક પ્રાણિમાત્રનો દ્વેશ કરનારને, દગલબાજી કરનારને, ફેફરીનો રોગ થાય; તેણે વાછરડા સાથે કપીલા ગાયનું દાન હમેશા કરવું.

૧૭ જે માણસ કપટથી દેવોની ભક્તિ કરે છે, તેના પેટમાં રોગ થાય; તેણે સોનાની દેવમૂર્તિ કરાવી હમેશા દાન આપવું.

૧૮ છોકરાની બૈરી કે વહુ અથવા છોકરી સાથે જે પુરૂષ વ્યભિચાર કરે છે, તેના પિસાબમાં પથરીનો રોગ બંધાય; તેણે તીર્થ જાત્રા હમેશા કરવી.

१९ બીજાનું દ્રવ્ય અને વસ્ત્ર ખેંચી કે લૂટી લેનારને અથવા ચોરનારને; આંખોને રોગ થાય; તેણે ચાંદ્રાયણ પ્રાયશ્ચિતની વિધિ હમેશા કરવી.

૨૦ વિપ્ર,ગાય,રાજાને જીવથી મારનારને,ઘર અને જળાશય તોડનારને,પરદ્રવ્ય અને ધનધાન્ય લૂટનારને, ગુરૂ, સ્વામીની સ્ત્રી, કુટુંબની સ્ત્રીસાથે સંભોગ કે ભઈજનારને; પાંડુરોગ, શરીર સડો, રાજક્ષય, અતિસારનાઝાડા, પર્મો. પિસાબમાં પથરીનો રોગ, પિશાબ અટકવાનો મૂત્ર કૃચ્છ રોગ, શૂળરોગ, ખાંશી, નાસૂરાદિક, એક પછી એક રોગ થાય; તેણે દશ જાતના દાનો એકેક પછી હમેશા કરવા.

૨૧ પોતાના ધર્મની ભક્તિના નિતકર્મ ન કરેથી,શરીર અશુદ્ધહમેશા રાખેથી; સંગ્રહણીરોગ ના ઝાડા થાય, બીજાને ખરાબ શબ્દો બોલેથી, ક્ષય રોગ થાય; તે સર્વે રોગો માટે ગાયોનું દાન હમેશા કરવું.

૨૨ અનેક પ્રકારે ચમત્કારી કે તીવ્ર તાવ આવેથી; દશ દાનો અને ગાયોનુ દાન કરવું.

૨૩ પાંડુ રોગ અને શરીર સડો થયાથી; ગાયોનાદાન, ભૂમી દાનો, સૌવર્ણાદિ કાંચનોનું દાન કરવું.

૨૪ પર્મો, શૂળ, શ્વાસ, ભગંદર રોગ થયાથી સોનાનું દાન. હમેશા આપવું.

૨૫ તાવ, ખાંશી, હાફણનો રોગ થયાથી શિવની પુજા હમેશા કરવી.

૨૬ સોઝાસહિત લિંઘના નાસૂરાદિ રોગ, ગિનલ રોગ, દાહ સહિત જ્વર આવે તેણે નવે ગ્રહની શાંતિ કરવી.

૨૭ ઉલટીના રોગ માટે અન્નદાન. ૨૮ ખંશાસ રોગને શસ્ત્રદાન કરવું. ૨૯ કોઠાની મંદાગ્ની માટે અગ્નિની સેવા પુજાકરવી. ૩૦ પેટમાં ગુલ્મ રોગ માટે કન્યાદાન. ૩૧ પર્મો અને પિસાબમાં પથરીના રોગ માટે નિમકનું દાન. ૩૨ શૂળ રોગ માટે ભૂખ્યા કે બ્રાહ્મણને ભોજન. ૩૩ રક્ત પિત્તો માટે ઘી અને મધનું દાન. નાસૂરાદિકલિંધના રોગ માટે પીપળા અથવા ઊંબરાના ઝાડને પાણી હમેશા નાંખવું, પ્રદીક્ષણા કરવી. ૩૪ સંગ્રહણી અને અતિસારનાઝાડા માટે ચતુર્વિધ મહાદાન કરવું. ૩૫ શરીર સડા માટે ધાતું પાત્રનું. ૩૬ બહુ મૂત્રા રોગ માટે ગઊદાન. ૩૭ નેત્ર રોગો માટે ધોળું દાન. ૩૮ નાકના રોગ માટે સુગંધી પદાર્થનું. ૩૯ શરીરની ચામડી સડવાના રોગ માટે તેલનું. ૪૦ જીભના રોગ માટે ષડ રસ દાન. ૪૧ દાંતના રોગ માટે ઇશ્વર સ્તુતીના સ્તોત્ર કે ભક્તિ પાઠ કરવાં.

# સંસ્કૃત, મરાઠી નામો અથવા ભુળચુક રહેલીનો ગુજરાતી ખુલાસો; અગર જે વસ્તુ ન મલે કે માફક ન આવે તેને બદલે બીજી વસ્તુ વાપરવાનો કોઠો.

## અ

અધ્યાય ૭ માં સર્વે તાવ—સર્વે રોગ.
અતિવિષ—અતિવિદ્ધ, નાગરમોથ.
અર્દિતવાયૂ—મુખને લખવો, મસ્તકે ચઢતો વાયુ.
અભ્રકસત્વ—અભ્રખનો સત્વ, લોહભસ્મ.
અમળતાસ—અમળતાસ, તુર્ષક, આંબોશી, ગરમાળો, લિંબુનો ભેદ.
અરૂચી—મુખે અરૂચી, અભાવ, ભૂખ બેસી જાય.
અસાણા—અસાણાનું અથવા બીબલાનું ઝાડ.
અસાધ્ય—રોગ સારો ન થાય તેવો, ફાયદો કે સીદ્ધ ન થાય.
અષ્ટમૂત્ર—આઠ જાતના પ્રાણીનું મૂત્ર, ગાયનું મૂત્ર.
અહિંસા—જીવનું રક્ષણ, અહિંસા, માનકંદ, માયફળ.

## આ

આકડાનું દૂધ—આકડાના ઝાડનું દૂધ અથવા તેના પાંત્રાનો રસ.
આપવી—આપવું.
આમસોળ—કોકમ, આંમલી, ખાટા લિંબુ કે દાડમ.
આમળ—ખટાસ, ખટાવેલું અન્ન, કાંજી.
આમળવેતસ—ચુકા કે અંબાડાની ભાજી, કાચો આંબો, ગરમાળો, લીંબુનો ભેદ.
આસવ—સરકા કે તાડીમાં ઓષડો આથેલા, અગર અર્કો કાડેલા.
આસગંધ—આસંધ, આસનના મૂળ.
આસાણ્યા—બીબલાનું ઝાડ.

## ઉ

ઉચકી—હેડકી, હચકીયા, અડગરા.
ઉંડીણપુષ્પ—જાસવંતનું ફુલ.
ઉત્પળ—ઉત્પળ, કમળ.

ઉપળસરી—ઉપળસૂળી, શંખવેલ, કાવળી.
ઉપટસૂળી—ઉપટ સૂલી, કાંટા સરીયો.

ઋ

ઋદવંતી—રૂદરવંતી.
ઋદ્ધિ—કુંકરકંદ.
રૂપ્ય, રૌપ્ય માક્ષિક.—રૂપામખી, રૂપાની ભસ્મ, લોહભસ્મ.
ઋષભક—ઋષભક, વંશલોચન.

એ

એરણ્ડ મૂળ—અરણીનું ઝાડ, તેનું મૂળ.
એળવાળુક—શાકર, ટીટી.
એળ્યાબોળ—બોળ, એલીઓ.

અં

અંકોળવૃક્ષ, બીજ—અંકોલનું ઝાડ, તેના બીજ.
અંતઃસંમાર્જન—અજમો.
આંવળી—આંમળાનું, આંબલાનું ઝાડ.

ક

કટક—ચટણી, ચાટણ.
કસ્તુરી,—જાવંત્રી.
કરટવેલ—કંટોળવેલ, કંદ.
કડું જીરૂ—કાળીજીરી, સાહજીરૂ.
કપુર—કપુર, શુખડ.
કચોરો—કચુરો.
કમળકંદ—કમળકંદ, કમળકાકડી.
કડું પડવળ—કડવા પંડોળા, પંડોળ, પડવળશાક.
કસાલ—કસઈ, કૌસ, કાંસ.
કટોળીના મૂળ—કંટોળીના મૂળ.
કળી—સફેદ ધંતુરાના ફુલની કળી, બેહડાના ફુલની કલળી.
કપિત્થસ્ય—કવઠ, કોઠફળ.
કવઠ, તેનું ફળ—કોઠફળ, મરધીનું ઇંડું.
કડું વંદરાવન—ઇંદરાવણીના ફળ.

કવચ બીજ—કવચીના બીજ, ખાજવણી શીંગના બીજ.
કલોજી—કળોજી જીરૂ.
કટું ફળ—કાયફળ.
કળલાવી—વચનાગના ઝાડ.
કપોત પક્ષી—હોલો પક્ષી.
કંચન, કાંચનારક—કંચનનું ઝાડ.
કટકારી—ભોંતરિંગણી.
કપુરી શાકવિશેષ—કપૂરકાચલી.
કંદ—સુરણ ઈત્યાદિક કંદ.
કાસ—ખાંશી, ધોસો, હુદરસ.
કાકોળી—આસંધ.
કારમરી—શિવણ, મહુવડાનું ઝાડ.
કાવળી—કાહુંડળી, કાંકતુંડી.
કાકડશીંગી—કાકડા શીંગી.
કાંગોણી—માળકાકણી,
કાળો કોહોરાટો—કાળો કાટાસરીઓ.
કાવળી મૂળ—કાકતુંડી, કાહુંડળી.
કાંચનાર—કંચનવૃક્ષ કે તેનું ઝાડ.
કાળી ઉપલસરી—કાળો કાટાસરીઓ.
કાંવડળી મૂળ—ઈંદ્રાવણીના ઝાડનું મૂળ,
કાપસ્યાચા, સરક્યા.—કપાશીયા.
કાંકોળ—એલચી, જાવંત્રી.
કાળકૂટ—નાભિઝેર.
કાંતલોહ—તિખ્ખા લોહનો કીટ.
કુષ્ટ—ઉપલેટ, કોઠફળ; શરીર સડો.
કુટકી—કડું.
કુડયા મૂળ—ઈંદરજવનું મૂળ.
કુકુટપક્ષી—તિત્તર, પાણીની મરઘી.
કૃષ્ણાગર—કાળો અગર.
કે—હોય ત્યાં અથવા તથા વાંચવું.

કુળ—રાનીકેળ.
કેશર—કેશર, કસુંબાના ફુલ.
કોષ્ટક, કોષ્ટ—ઉપલેટ, કોઠફળ.
કોલિરતા—એખરાના બીજ
કોકુરાટો—કાંટાસરીઓ.

ખ.

ખદિરસાર—તિખ્ખા લોહનો કીટ.
ખાંશી—ડોસો, હુધરસ.
ખારીલવણ—સંચળખાર.
ખૈરસાલ—ખૈરનો ગર્ભ,-કડવો લિંબડો.

ગ.

ગેળફળ—મીંઢોળ.
ગુળવેલ—ગરોળવેલ.
ગજપિપર—મોહોટી પીપર, પીપળીમૂળ.
ગાંગેરૂ—તોરણ, કાંકડાનું ઝાડ.
ગંધા બિજોરા—બરજી.
ગુડેરી કંદ—ગુવારી ઝાડનું મૂળ કે કંદ.

ઘ

ઘઉં—ઘઉં માફક ન આવે તો, નાગળીનું ધાન્ય.
ઘાયટી ફુલ—મહુવડાના ફુલ.

ચ

ચવક—ચવક, પીપળી મૂળ, મરીની વેલ.
ચંદન—ચીતરો વાળો, કપૂર, શુખડ.
ચિત્રક—ચીત્રક મૂળ, ભીલામો, જેપાળો, દાતીમૂળ.
ચિકણામૂળ—કાંકસીના મૂળ.
ચિરફળ—કાંગફળ.
ચુકયા મોરસ, ચુકા—અંબાડાની કે ખાટી ભાજી.
ચાંદવેલ—ભરૂચી ભાજી, ચંદન બટવો.

જ

જગતના રોગ—જરા, ઘડપણ અવસ્થાના રોગ.

જાયપત્રી--જાવંત્રી, લવંગ.
કાળીજીરી જીરૂ--જીરૂ, શહાજીરૂ, ધાણા.
જીવક—જીવક, ભોયકોહલું.
જયેષ્ટીમધ—જેઠીમધનું, મહવડાનું લાકડું.
જંબીરા—ખાટા લિંબુ, બીજોરૂ.

ઝ

ઝીણો—તલાયલો, પાતળો, ઠીંગણો.

ટ

ટાંકલી, ટાંકળ્યા—કુવાડીયો.
ટેટૂં—ટેટું, લોધર.

ડ

ડોરલીમૂળ—ભોય રિંગણીના ફળ, તેના મૂળ.

ઢ

ઢેકણુ—માકણુ, ખટમલ.

ત

તગર—તગરનું લાકડું, ઉપલેટ.
તંદ્રા—ઘેન, બેભાન, અર્ધુ ભાન.
તાળીસપત્ર—તાળીસાના પાંત્રા.
તાળીમ ખાના—એખરો.
ત્રાયમાણ——તરાયમાણ.
ત્રિફળા—હરડે, બેહડા, આંમળા.
ત્રિદોષ—સનિપાતનો રોગ, વાયુ, પિત્ત, કફકોપ.
ત્રિકુટ—સુંઠ, મરી, પિપર.
તીક્ષણ—જળદ, તિખ્ખાસ.
તીવરસા--તિવરનું ઝાડ.
તુવર—તુરાસ્વાદે, તુવરનું અનાજ, કુલઠી.
તુંબરૂ—ચીરફળ, કાળા મરીજેવા મીઠાફળ.
તુરટી—ફટકો, સોરઠી મંટોડી.

દ

દરાખ—સુકી કાળી દરાખ, બીસમીસ, ખજુર, શિવણીના ફળ.

દારૂહળદ—દારૂહળદ, હળદ.
દહી—દુધનું દહી અથવા છાસ.
દાંતીમૂળ—દાંતીમૂળ, જેપાળાનું મૂળ.
દેવડાંગરી—કુકડવેલ.
દોડલી—તુરીઆ.
દાંતણીમૂળ—જમાલગોટાનું મૂળ.
દ્રોણ પુષ્પી—કુંભાના ફુલ, ઉત્તરણીના ફુલ.
દૂરબળ—નબળો, પાતળો, તલાયલો.

ધ

ધમાસો—ધમાસો, દુરાલભર.

ન

નખલા—નખલા, લવંગ.
નવજવરી—નવો, તૂર્તનો આવેલો તાવ.
નાગબળા—નાગબળા, ચકરભીંડી, કાંસકી.
નાગચાફ—નાગફેણ જેવા પીળા ફુલ.
નાગરમોથ—ભદ્રમોથ, જટામાસી.
નિળી—કાળારંગની ગળી.
નિર્ગુંડ—નઘોડ, વન્હીનું ઝાડ.
નિર્મળીના બીજ, મૂળ—કટકબીજ કે મૂળ.
નીળોત્પળ—કમોદ ફુલ.
નેત્રવાળો—સુગંધીવાળો.

પ

પથ્થરફુલ—પથરફુલ.
પદર રોગ—બૈરાંઓને પિસાબમાર્ગે વેહતી ધાતુનો રોગ.
પડવળ—પડવળ શાખમાં વપરાએ છે તે, પંડોળું.
પદમકાષ્ટ—પદમકાશટ.
પરળની છાલ—જળકનેર.
પાડળીમૂળ—પાંઢમૂળ.
પાંસુલવણ—સંચળખાર.
પિત્તનાખવું—કલેજાનું પિત્ત કે માંસનો ઉકાળો.

પિપાક—વિપાક.
પિતપાપડો—ઘાસીઓ પિતપાપડો, પળસ પાપડો.
પીળો કોરાંડોટો—પીળો કાંટાસરીઓ.
પઠવણ—ભાલ, ડાવલા, નવરી.
પિપર—પીપર, મરી.
પુષ્કરમૂળ—પુશકરમૂળ, ઉપલેટ.
પુનર્નવા—શાટોડી.
પોખરણીમૂળ—પુશકરમૂળ, ઉપલેટ, એરંડમૂળ.
પમારણી—લજામણી, લાઝરી.
પ્રદીપન—ભૂખનું વધવું, વિખભેદ.
પિસાલ્યાનામૂળ—પિળોધંતુરો.
પટોળ—અતલસની કલી, પંડોળ.
પ્રાવૃરત—વરશારતુ.
પેહલા ખંડના સાતમાં અધ્યાયમાં સર્વે તાવ—સર્વે રોગ.
પેહલા ખંડના સાતમાં અધ્યાયમાં ૩૪ શુદ્રરોગ—મીડો પરમો, શર્કરાર્બુદ.
પથરા—પથરા.

### બ.

બકુળ—કળહાર, કમળ.
બકરીનું દૂધ—બકરી, મેંડી, ગાયનું દૂધ.
બહીઃસંમર્જની—અજમો.
બકાણુલિંબ—બકાણ લિંબડાના પાંત્રા, કાત્રા હોય તે.
બદામગુળ—મીઠી બદામ.
બાવચ્યા, બાવચી—બાવચીના બીજ, ટાકલાના બીજ.
બાળબેલ—બીલબેલ, બીલીના ફળ.
બાફલ્યા—બહુંફળી.
બીજા ખંડના પા, ૧૪૮ માં स्नुही क्षीरेणं—ડાડળીના થુવરનું દૂધ.
બ્રહ્મપુત્ર—ભારંગમૂળ, ડુંકરકંદ.
બિબલાક—બીબલાનું ઝાડ.
બૃહતી—ભોતરિંગણી.
બોબાડ—ગરમાળો.

બ્યાહુડયા—બેહડા.

બીજા ખંડના પા. ૧૫૨ पातालगरुडी रसैः—તાણના વેલાનો રસ.

ભ

ભદ્રમોથ—ભદ્રમોથ, કપુર.

ભદ્રમુસ્તા—નાગરમોથ.

ભારંગમુળ—ભારંગમૂળ, રિંગણીમૂળ.

ભિલ્લામો—ભિલ્લામાંફળ, ચીત્રકમૂળ, જે પાળો.

ભૂયઆંવળા— ભોયઆંમળા.

ભોંકરી—ગુંડા, શેળવટ. ભોવરી, ભમરી.

મ

મનુંકા—મોહટી સુકી દરાખ, ખીશમીશ.

મધ—શાનીમધ, જુનો ગોળ.

મરી—કાળા કે સફેદ મરી, લવંગ.

મગ—મગ, મઠ ધાન્ય.

મસૂર—મસુર અથવા અડદધાન્ય.

મસ્કા બીજા ખંડના પાના ૯ મળસકે.

મહામેદ—આસંધ.

માકા, માકયા, માકો—ભાંગરો, જળભાંગરો.

માક્ષિક—સોના ગેરૂ.

માંસપેશી—માંસના લોચા, રવાદાર માંસના કટકા.

મંડ—આટોણુ, જાડી રાબ. ઘેસ.

મુરછા—બેભાન, સુદ્ધ વિનાનો, બેસુદ્ધ.

મેદો રોગ—માંસ, ચરબી બગડી શરીરે પેટે વધેલો, જાડો.

મેષશૃંગી—મરડા શીંગી, આમળાવાળી શીંગ.

મેદા—જેઠીમધ.

મધશૃંગી—કાકડા શીંગી.

મેનફળ—મીંઢોળ ફળ.

મેહેંદી—મેંદી ઝાડ, પાંત્રા, લાલ રંગ ઉપજાવનાર ઝાડ.

મોતી—મોતી, મોતીની છીપ.

મોરવેલ—મોરવેલ, તજ.

### ય

યથાવરીયા—યથાવરીઆ નામે અનાજ, જંગલી ચોખા.
યેળવાળુક—શાકરેટીના ફળ.
યૂષાવિધિ—રાબ, કાંજી, ઓસામણની વિધિ.
યવાગૂ—જાડી રાબ, ઘેંશ

### ર

રકતપિત્ત—લોહીના ઝાડા, ઉલટી, લોહી ઉકાળો, લોહીનો કોપ.
રકતચંદન—રતાંજળી, લાલ શુખડ, વાળો.
રસાંજન—દારૂહળદને બકરીના દુધ અને પાંણીમાં માવો કરવો તે.
રાસના—રાશના વેલ.
રિંગણી—ભોયરિંગણી, કડવો લિંબડો.
રાની મગ, રાનીઅડદ—જંગલી અનાજ, આસંધ.
રાનવાંગે—વનવેગણ, ભોય કે મોતરિંગણી,
રેણુકા બીજ—મેંદી ઝાડના બીજ.
રોહીસ તૃણ—લઘુરોહીસ; રોહીસઘાસ.
રોપ્યમાક્ષિકા—રૂપામખી નામે ઉપધાતુ.

### લ

લક્ષમણ—મયૂરશિખા.
લાજરી-સરમાળવેલ.
લેચી, લાંડગે, કુત્રી—લેચીફળ, કાંટા ભરેલા ગેરૂના રંગે ફળ.
લોધ્રવૃક્ષ—લોધરનું ઝાડ.

### વ

વત્સાનાભ—વચનાગ.
વ્યાપી—લોહીસાથે મળેલો રોગ.
વ્યાઘ્રીકંદ—ભોય રિંગણીનો કંદ.
વર્ણ—જાત, વિંધવાળા રોગની ગાંઠો, નાસૂર.
વરધારા—વધારા ઝાડની જડ.
વાઘાટીના મૂળ—વાઘેટી ઝાડના મૂળ.
વાત—વાયૂકોપનો રોગ.
વાયવર્ણા—વાવડીંગ, વાયવરણા.

વાસનવેલ—ગરૂડવેલ, તાણા નામે વેલ.
વાળો—સુગંધીનો સફેદ વાળો, નાગરમોથ, કપૂર, કાળો વાળો.
વારાહીકંદ—ડુંકરકંદ.
વાતરકત—શરીર ઝડવાનો ગળતકોડ, શરીર ઝડતો સડો.
વ્યાધી—રોગ.
વિદ્રધી—પાઠાનો, ઉઠમી ગાંઠનો, નાસૂરની ગાંઠનો રોગ.
વૃક્ષ—ઝાડ.
વિખરા—તલ.
વિષ્ણુંકાંતા—વીશનુંકાંતા, ગોકરણી.
વિદારીકંદ—ભોઇકોહળું.
વૃદ્ધિ—મહાબળા.
વેખંડ—ઘોડાવજ, તજ, કોળીંજન.
વેતસ—નેત્તર.
વેળદોડાનાદાણા—એલચીદાણા
વીપરીત—ઉલટું.

શ

શંખપુષ્પ—શંખાવળીના ફુલ.
શાકા—સફેદ દુધયું.
શિવણ—શીવણ, ગંભારી.
શિરસ—સરશવ.
શૃંગક—ઝેર.
શેરણી—નામે એક ઝાડના મૂળ કાળારંગે થાય, મોટી હરડે.
શીંપી—મોતીની છીપ.
શીતકાળ—સરદીનો, ઠંડીનો વખત.

સ

સકતુક—ઝેરીભેદ.
સ્નીગ્ધ—ચીકાસ, સુવાળુ, માખણ, ઘી, તેલ.
સપ્તછદ—સાતવિણ.
સફેદ ઉપળસરી—સફેદ ઉપળસુળી, શંખવેલ.
સરાવ—કોડીઆ.

સફેદ ચંદન—શુખડ, વાળો, કપૂર.
સફેદ કોહોરાટો—સફેદ કાંટાસરીયો.
સફેદ જીરૂ—ખંભાતી જીરૂ.
સરાંટે—ગોખરૂં.
સ્વાસ—દમ, હાફ્રણુ.
સાલઇના મૂળ—શાવડી.
સાર્કર—ખડીશાકર, જુનું રાણીમધ.
સાલવણુ—રાનીગાંજો.
સાળી—છાલાસાથેના ચોખા, ભાતની ધાણી.
સારક—જેપાળો, તુંબરૂ, પીળા મગ.
સાવરીકંદ—શીમળાનો કંદ.
સાતવણુ—શાતવણુ.
સૂવર્ણમાક્ષિકા—સોનામુખી ઉપધાતું, લોહભસ્મ
સુંઠ—સૂંઠ, આદુ.
સૂર્યફૂળ—શુરજફૂળ.
સોનુ—સોનાની કે, લોહભસ્મ.
સોંઠી—સુંઠ.
સોરઠી માટી—ફટકી.
સોરાષ્ટિક—કાંસુ.

### ક્ષ

ક્ષાર—ખાર, અઘાડાદિકનો ખાર.
ક્ષીર કાકોલી—શતાવરી.

### હ

હરીતકી, હરડે—સુરવારી હરડે.
હરણવેલ—હરણવેલ, આસંધ.
હળાહળ—મહાઝેર.
હીરા—તરમણી હીરા,
હરીદ્ર—હળદ, દારૂહળદ.
હંસપાદી—હંસપાદી, લાજાળું.
હીગંણબેટ—હીગણબેટ.

---

સમાપ્ત.